# વિદ્યા વિલાસીની વાર્તા.



महा कवि शामळ भटनी रचेली.

સારોદ્ધાર કરનાર,

भट. इच्छाशंकर रविशंकर,

આસિસ્ટંટ માસ્તર હાઈસ્કુલ વડોદરા.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

શાસ્ત્રી નાથાશંકર પુંજાશંકર

તથા

જોશી ગંગાશંકર શિવશંકર.



अमदावादमां:

આસ્ટોડિયા ચકલાની સડક ઉપર

શેઠ. માણેકલાલ જેઠાભાઈના મકાન મધે

“આર્યોદય પ્રેસ” મા છાપી.



કિંમત ૪ આના.

# પ્રસ્તાવના.



### श्लोक.

**देशाटनं पंडित मित्रताच, वारांगना राज सभा प्रवेश ॥**
**अनेक शास्त्राणि विलोकितानि, चातुर मूलानि भवंति पंचः॥१॥**

### भावार्थ.

દેશાટન, પંડિતની મિત્રાઇ, વારાંગના, રાજ સભામાં જવર અવર, અને અનેક શાસ્ત્રનું અવલોકન કરવું, એ પાંચ ચતુરાઇનાં મુળછે.

જેવી રીતે વ્યાસ મહા મુનિએ, સપ્ત શ્લોક ઉપરથી ભાગવતની રચના કરી તેવીજ રીતે પોતાની યથા બુદ્ધિ પ્રમાણે ગુજરાતી ભાષાના શ્રેષ્ટ કવિ શામળભટે મથાળે આપેલા શ્લોક ઉપરથી આ ગ્રંથની રચના નવરસમય પોતાની સુરસ કાવ્યમાં કરી છે. બે લીટીના શ્લોક ઉપરથી આવડી મોટી વાર્તાની રચના કરી, તેથી આપણને સહજ અનુમાન થાય છે કે, આ કવિની કલ્પના શક્તિ અથાગ હશેજ. હાસ્યરસ પ્રાધાન્ય, આ ગ્રંથની રચના કરવામાં આવી છે. નિતિ, વિદ્યા, દયા, ધર્મ, અને બુદ્ધીને વધારનારો, શોકની વખતે હર્ષની પ્રાપ્તિ કરનારો, અવિદ્યારૂપી દરિયામાં બુડતા જનને તારનારો, અને સકળ સુખમય આ ગ્રંથ, કીયા સૈકામાં, અને ક્યાં રચાયો, તેની માહિતી મને પ્રયત્ન કરતાં પણ મળી નહિ, એ ઘણુંજ દીલગીરી ભરેલું થયું છે. આ વાર્તામાં નિતિ પાળવાથી થએલા ફાયદાનો દેખાવ, આ કવિએ આબેહુબ વર્ણવેલો છે; તેનો લાભ સર્વે સદ્‌ગૃહસ્થોએ લેવો એજ મારી નમૃતા પૂર્વક વિનતિ છે.

આ વાર્તા છપાવતાં વેળાએ સુધારવા વિગેરેની કોશેશ વ્યા. ભાઇલાલ જેશંકરે ઘણીજ લીધી છે, તેમજ વ્યાસ ભાઇલાલ સુરજરામ તથા રા. ગણુપતરામ દલપતરામે ગ્રંથના ગ્રાહકો વધારવાને બનતો પ્રયત્ન કર્યો છે; માટે એ ગૃહસ્થોનો હું ઘણોજ આભાર માનું છું.

આ વાર્તમાં કોઇ પણ જગોએ ભૂલ માલમ પડે તો દરગુજર કરી વાંચશો એવી આશાછે.

શાસ્ત્રી. ના. પું.



# અર્પણ પત્રિકા.



## હરિગીત છંદ.

પાતાળ લોક પ્રકાશવા મણિ શેષને શિર રાજતો,
ભૂરાદિલોકનું તમ નિરંતર સૂર્ય દિનમણિ ભાજતો;
લોહાદિ ધાતુ સ્પર્શ મણિથિ સુવર્ણ બનિ વખણાય છે,
એ સહુ મણિ જડરૂપ પણ ચેતન મણી મણિભાઇ છે.
જન માલના અંતઃકમળના એ પ્રબોધક દિનમણી,
જેથી હઠે અજ્ઞાન-તમની રાત્રીઓ જન મનતણી;
સુવરણ લખી સુવરણ કરે દુર્વરણને પારસમણી,
ઉત્સાહ-જીવીત આણવા જશભાઇના સુત છે મણી.
પારસ કરે સુવરણ પરંતુ ન તેહની જડતા મટે,
મણિભાઇ કેરા સ્પર્શથી મણિ થાય ને જડતા હઠે;
નર-નિપુણ કવિના વિષયની કરવી પ્રશંશા અધિકશી,
રવિને બતાવા પ્રગટવી બત્તી કહો કરમાં કશી.

## દોહરા.

જશભાઇ સુત જશનિધિ, મણિભાઇ મણિરૂપ;
નરમણિ નર મસ્તકમણી, વિદ્યા રૂપ અનૂપ.
વિદ્યા વૃદ્ધિ થવા ઘણું, આપો છો નિજ ધ્યાન;
એને આશ્રય આપવા, જાહેર જેનું માન.
આ પૂસ્તક ઉદ્ધારવા, આપે આશ્રય દીધ;
તેથી, આપને અર્પિએ, પૂસ્તક કરી પ્રસિદ્ધ.

## ઈંદ્રવજ્રા.

સ્વીકારશો તે કરૂણા કરીને,
એ પ્રાર્થના છેજ ફરી ફરીને;
શ્રી પાંચ પામો ત્રણ તાપ વામો,
સત્કીર્તિ શોભા દશ દીશ જામો.



# વિદ્યા વિલાસીની વાર્તા.

## सकळ कवि शिरोमणि शामळ विरचित विजे-चटाख्यानं लिख्यते.

### ચોપાઈ.

શ્રીગણપતીના પુંજું પાય, જેથી કામ સકળ શુભ થાય;
તેનેતો છે એકજ દંત, સહુકો ધરેછે એને ચંત. ૧
રકત ચંદન તે અંગે ધરે, પ્રથમ પૂજા તેની સહુ કરે;
દુંદાળો દુઃખ ભંજન દેવ, તેત્રીસ ક્રોડ કરે સહુસેવ. ૨

### છપ્પો.

સિદ્ધિ બુદ્ધિ છે નાર, લક્ષ લાભ બે પુત્ર,
શિવ સરખો શિરતાત, ચિંતામણિના ધર સુત્ર;
આદ્ય શકિત ઉમાય મહા માયાછે માડી,
ક્ષેમ કલ્યાણ જામાત્ર, ખાણ રત્નોનીખાડી;
બ્રહ્મા વિષ્ણુ રવિ રૂદ્રથી,[1] પ્રથમ પૂજન ગણપતિ તણી,
શામળ કહે સેવો સહુ, સુખ સાગર સોમા ધણી; ૧

### દોહરા.

બ્રહ્મ તનયા તુ સરસ્વતિ, વ્યાસની વાણી વિલાસ;
કવિ જન કેરી માત તું, આપો બુદ્ધિ પ્રકાશ. ૩
બ્રહ્મ તનયા ભાવે ભજું, તજુ મમત હું મુર્ખ;
પ્રતાપે મા તાહરે, કહેવાય રૂડો પૂર્ખ. ૪
સૌથી ગુણ તુજમાં અધીક, તે મેં કહ્યો નજાય;
લક્ષ્મીથી લાયક ઘણી, પરમેશ્વરી લાગુ પાય. ૫
માતંગી હંસવાહીની, વિણા પુસ્તક પાણ;
વિશ્વંભરી વરદાયની. કૃપાનિધિ કલ્યાણ. ૬
કે કોટી કે લક્ષધા. કેક થયા કે થાય;

---

૧ મહાદેવ.

શિવનો શેવક શામળો, કીધો પંડીત રાય. ૭
પ્રીતે સારદા પ્રણુમ, હંશવાહિનિ હેજ,
વિણા પુસ્તક ધારણિ, તરણી[1] વધતું તેજ. ૮
કવિતાનો શો આશરો, સારદ[2] કેરૂ શર્ણ;
મહિમા મહા માયા તણો, વાયુ વશ જેમ તર્ણ; ૯
જેને ત્રુઠાં સારદા, તેક રહી શી ન્યુન;
કવિ કે'વાય કલ્પ તરૂ. પ્રગટે મોઢાં પુન્ય. ૧૦
આશ્રય શ્રીઅંબા તણો, વિઘ્ન સમે કરજો વ્હાર;
ખરદાળી બાળી બહુચરા, નોધારા આધાર. ૧૧
ગાવા ગુણ વિનેચટ તણા, મનમાં મોટી આશ;
હું મુઢ મતો અજ્ઞાન છું, રસનાએ કિજે વાસ. ૧૨
વળતિ સરસ્વતિ એમ વદે, મનમાં ન આણીશ ભ્રાંત;
વિનેચટના ગુણ ગાશે જહાં, ત્યાં વસુવાસ એકાંત. ૧૩
શેવક મહારો વલ્લભ મુને, જેમ જેમ શેવે અપાર;
અક્ષર મુખથી ઉચરે, તેમાં કરૂં હું સાર. ૧૪
કવણ વિનેચટ ક્યાં હવો, કોણ જાત કોણ દેશ;
માત તાત કોણ તેહનાં, રંક કિંવા નરેશ. ૧૫

ચોપાઇ-

ભરત ખંડ જાંબુદ્વીપ સાર, સોમ પુરી નગરી અનુસાર;
સોમપાળ રાજાનુ નામ, વસે વિનેચટ તેણે ઠામ. ૧૬
વસે વાસ અષ્ટાદશ વર્ણ, સૌને વહાલા અશર્ણાશર્ણ;
નહિં કોઇના મનમાં અંદેશ,[3] નહિં ચાડી ચુગલી લવલેશ. ૧૭
વણજ વેપારમાં લાભજ જડે, ચોર ચખાર કોઇને નવ નડે;
શ્ચ્યિન દેખી રીઝે રાય, દુઃખ તેમનું નવ સે'વાય ૧૮
લાડવંતા રાજાના લોક, ખાન પાન મન ગમતા ભોગ;
વસે ત્યાં એક વેહેવારીઓ, રીખવદંત નામે જાણીઓ. ૧૯
જાતે શ્રીશ્રીધરો વાણીઓ તેહ, કુળવંતો કેહેવાયે એહ;
રાજદ્વારે કરે કારભાર, મોદીવટાનો છે અધિકાર. ૨૦
રૂખમાદે અબળા છે ઘેર, પુત્ર પાંચને લીલા લેહેર;
પ્રથમ પુત્ર કહીએ જેહ, શ્રીદંત નામે ગુણવંતો એહ. ૨૧

---

૧ સૂર્ય. ૨ સરસ્વતિ. ૩ અંદેશો.

બીજો પુત્ર રતનદંત જાણ, લક્ષ્મી દંત ત્રીજો પ્રમાણ;
ઇંદ્રદંત ચોથો ગુણધામ. વિમળદંત પાંચમાનું નામ. ૨૨
ચાર પુત્રતો ચતુરસુજાણ, ભણ્યા ગણ્યા મહા વિદ્વાન;
પાંચમો વિમળદંત જેહ, બ્રહ્મ અક્ષર નવ જાણે તેહ. ૨૩
બાર વર્ષ નિશાળે ગયો. રહ્યો અભણ જાણે બળદિયો;
દેખાતો જાણે તે રૂપ, મનમાં ધરતો નવ કાંઇ દુઃખ. ૨૪
ભુંડી મતિ મનમાંહે ધરે. કહ્યું માત તાતનું નવ કરે;
બેન બનેવી સમજાવે કથાં, કોઇનું કહ્યું માનતો નથી. ૨૫
જે ચટલે તે કરવું કામ. માટે મુરખચટ પડીયું નામ;
ચોરી છાની ઘરમાં કરે, પંડયાનું[1] ઘર જઇને ભરે. ૨૬
રખે મેહેતાજી દેતો માર, માટે આવો કરે પ્રકાર;
ગુરૂજીએ વિચારજ કરી, બેસાડયો ભણવા મન ધરી. ૨૭
જેમ તેમ કરી સમજાવે ચિત્ત, પોતે આણી ઝાઝી પ્રીત;
ભણ ભાઇ તું સારી રીતથી. આળસુ થયે કંઇ સિદ્ધિ નથી. ૨૮

## દોહરા.

ભણાવવા માંડયો ભાવથી, કે એક બે ત્રણ ચાર;
પાંચ છ પછી સાત આઠ. નવ દશને અગીઆર. ૨૯
એકને અરડો કહે, બેને કેહેછે બાડ;
ત્રણને તરડો કહે. ચોથાને કહે ખાડ. ૩૦
પાચમાને કહે પાણીઓ. છને કહેછે છાર;
સાતને કે સુળીએ. આઠને કહે છે હાર. ૩૧
નવને કહેછે નોળીઓ. દશને કહે દાટ;
અગીઆરને કહે હારડો, બારને નામે ખાડ. ૩૨
પંડિતે વિચારીયું, આંક ચડે નહી મુખ;
મુળાક્ષર ભણાવીએ. તો તેથી પામે સુખ. ૩૩
ત્યારે કકાને કરકુ કહે. ખખાને કહે ખાડ;
ગગાને કહે ગણુ તુને, ઘઘાને કહે ઘડ. ૩૪

## ચોપાઈ.

એવી ગતી મુરખચટ તણી, અવિદ્યા એવી બીજી ઘણી;
મે'નત કરી મેહેતો હારીઓ. અરથ એકુ નવ સારીઓ. ૩૫

---

[1] અંધારૂ.

તેનું દુઃખ સ્વજનને સહી, કન્યા કો પરણાવે નહી,
એક સમે રીખવદંત વદે, કહું વાત તે ધરજો હદે. ૩૬
વૃદ્ધાવસ્થા મા'રી થઇ, ચિરંજીવી રહ્યું નહી કોઇ;
સંસારમાં સરજ્યું જેટલું, કાળે સૌ ખાધું તેટલું. ૩૭
મુરખ જન રાખે ઝાઝી આશ, ક્ષણ ભંગુરનો શો વિશ્વાસ;
તેમાટે કહુંછું અમો, કેવો ધંધો કરશો તમો. ૩૮

## દોહરો.

પ્રિય પુત્ર પ્રિછુ અમો, શાંશાં કરશો કામ;
ઉધમ શા કરશો તમે, કહાડશો કેવું નામ.૩૮ ૩૯

## છપ્પા.

કપુત કેહેવાયે તેહ, નીજ ઉદ્યમ જે ખોળે;
કપુત કેહેવાયે તેહ, છિદ્ર પોતાનું ખોલે.
કપુત કેહેવાયે તેહ સ્વજનને દુઃખજ કરતા;
કપુત કેહેવાયે તેહ, પેટ પરવશ રહી ભરતા.
કપુત એવાછે ઘણા, કેહેતાં પાર પામું નહીં;
શામળ કહે કપુત પુત, કોઇને પેટ પડશો નહીં. ૨
સપુત તેહ કેહેવાય, જે સિદ્ધે મારગ ચાલે;
સપુત તેહ કેહેવાય, અધર્મને જે ટાળે.
સપુત તેહ કેહેવાય. જે સ્વજનને સુખ આપે;
સપુત તેહ કેહેવાય, દિનનાં દુઃખડાં કાપે.
વળી સપુત તેનું નામ છે, જેણુ પ્રભુને પ્રિતે અરચીઆ;
શામળ કહે સપુત નરે, દામ પરમારથ ખરચીઆ. ૩
સપુત તેહ કેહેવાય. વેપારથી જોડે ગર્વે;
સપુત તેહ કેહેવાય, પુન્ય કરે હરી અર્થે.
સપુત તેહ કેહેવાય, ચોરી ચાડી નવ કરતો;
સપુત તેહ કેહેવાય, અપયશથી રે' ડરતો.
સપુતને સુખ છે સ્વર્ગમાં, જોતાં સદગુણ અતીઘણા;
શામળ કહે આ અવનીમાં, ધન્ય અવતાર તે નરતણા. ૪

## ચોપાઈ.

એ કારણ પુછેછે તાત, વડો પુત્ર વદેછે વાત;
શ્રીદંત કહે પીતાજી સુણો, વણજ કરીશું વા'ણજતણો. ૪૦
તજ તેજાના માલજ ઘણા, આવે દરિઆ પારજ તણા;

એમાં મુજને અદકી ગતી, તમ પ્રતાપે સુજે મતી. ૪૧
વળતો રતનદંત વદે, તાત કહું તે ધરજો હૃદે;
વાહાલો મુજને ઉદ્યમ ઘણો, કરીશ વ્યાપાર ઝવેરી તણો. ૪૨
ઓલીહોલીનો હીસાબ, જેથી પામું બમણો લાભ;
પરવાળામાં મંગળ રાજ, બુધ પાનુ બ્રહસ્પત પોખરાજ. ૪૩
શુક્ર નામનો હીરો સહી, શની નામે તો લીલમ કહી;
રવિ માણેકને મોતી સોમ, લસણીઓ કેતું ગોદંતો[1] ભોમર[2]. ૪૪
લક્ષ્મી દંત વળતો કહે વાત, રૂડો વણજ છે મારે હાથ;
હુંડીઆમણુને વ્યાજજ જેહ, વ્યાપાર નાણાવટનો તેહ. ૪૫
માંડુ પેઢી દેશવિદેશ, લાંછન જ્યાં નવ લાગે લેશ;
ભાત ભાતના સિક્કા બહુ, એની પારખ મુજમાં સહુ. ૪૬
ત્રીશ વાલ[3] માસા અગીઆર, ઓછો એટલો એમાં વિકાર;
ભેગ સોસા તાંબા તણો, સિક્કો તેનો કરડો ઘણો. ૪૭
વારૂ વ્યાજ શાહુકારી નામ, જેમાં રળીએ સવાયો દામ;
ઇંદ્રદંત કહે સુણજો તમો, દોશી વટુ કરીશું અમો. ૪૮
વર વછીઆદ આવે સહુ જેહ, માલ ભલેરો લાવે તેહ.
ભરૂ દુકાનો કાપડ તણી, જડે લક્ષ્મી જેમાંથી ઘણી. ૪૯
ચારે પુત્રની સુણી વાણ, પુછે મુરખને પીતા પ્રમાણ.
શો કરશો ભાઇ કહો ઉદ્યમ, કાળ સકળ નિરગમશો કેમ; ૫૦
મુરખચટ તવ વાણી વદે, વેહેપાર અમારો ધરજો હૃદે.
આપણા નગ્ર વીષે નિરધાર, સોમપાળ રાજા અવિધાર; ૫૧
તેને અમો કાઢીશું બહાર, પુરપતિ અમો થઇશું સાર.
પરણું પુત્રી એની જેહ, રિદ્ધ સિદ્ધ ભોગવું સહુ તેહ; ૫૨
એ ઊધમ મારે મન વસ્યો, એવું કહીને ખડખડ હસ્યો.
મુરખચટની વાણી સુણી, સૌને ચિંતા પ્રગટી ઘણી; ૫૩
પીતાએ ઘસ્યા બે હાથ; આ મુરખો શી બોલ્યો વાત.
આવિ વાત જો કોઇ સાંભળે; રાજાને જઇ તતક્ષણ મળે; ૫૪
કાન તેના રૂડી રીતે ભરે; રોસ રાયતો હૃદે ધરે;
શો ઊપાય કરીએ ચંડાળ, જ્યારે આણે સૌનો કાળ; ૫૫

---

૧ એક જાતના હીરાનું નામ છે ૨ રાહુ નામનો હીરો. ૩ ૩૦ વાલઅને ૧૧ માસાનું વજન બરોબર ૧ રૂપીઆ ભાર થાય છે.

રિધ્ધ સિધ્ધ તે સુટી લે; દંડ અતી ભારે તે દે.
માત તાત કહે કાં ઉછર્યો એહ; મુઓ શે નહી જન્મતાં તેહ; ૫૬
એમ કહી રીસ અધિકી ધરી; થડથાપડ લપડાકજ કરી.
વાધ્યો ક્રોધ મુરખચટ મન; રીસાવી ચાલ્યો તે દન; ૫૭

છપ્પો.

જ્યારે વ્યાપે ક્રોધ, અમૃત વિખ કરી જાણે;
જ્યારે વ્યાપે ક્રોધ, બોધ કોઇનો નવ માને.
જ્યારે વ્યાપે ક્રોધ, સુખ ફેડી દુઃખ આણે;
જ્યારે વ્યાપે ક્રોધ, સગાંને શત્રુ જાણે.
ક્રોધ કોઇ કરશો નહીં, પેટ ચોળે શુળછે;
શામળ કહે શાણા સમજજો, ક્રોધ પાપનું મુળછે.

ચોપાઈ.

મુરખચટ ચાલ્યો પુરબા'ર, હવે રહું નહી નગ્ર મોઝાર;
વાયુ વેગે ચાલ્યો જાય, બીક કશી મનમાં નવ થાય. ૫૮
ત્રણ જોજન પોહોચ્યો પ્રમાણ, એટલે આવ્યું મોટું રાન;
આંબા આંમલી આસો વૃક્ષ, બાવળીઆ બોરડીઆ લક્ષ. ૫૯
ખાખર ખેર શિસમ સાદડો, અરણી એરંડો આકડો;
પીપર પીપળો મહુડો ઘણો, ભારે જમ્યો ભીલામા તણો. ૬૦
બીલી બાવચી અદકી કંથાર, જેનો કેહેતાં ના આવે પાર;
ભાર અઢાર[1] વનસ્પતિ સહી, કોકીલા શબ્દ થાયે તહીં. ૬૧

---

૧. ઘણા ખરા માણસોને અરાડભાર વનસ્પતિ વિષે એવા સંશયો છે કે અરાડભાર તે વજન હશે કે ગણતી હશે. તે વેહેમ કાડવાને અત્રે આ બે શ્લોક દાખલ કર્યા છે, પેહેલા શ્લોકમાં ભારનું પ્રમાણ આપ્યુંછે અને બીજામાં વનસ્પતિની સવિસ્તર ગણના કરી છે.

अनुष्टुपछंद.

॥ धिः कोटीस्त्रीणिलक्षाणी वस्वशीतिसहस्त्रकं॥
॥ एतानिद्विगुणीकृत्य भारमेकंजगुर्बुधाः ॥ १ ॥

પાંચ કરોડ ત્રણ લાખ અઠયાસી હજાર, એટલાને બમણા કરીએ તો તેનું નામ એકભાર કહેવાય.

फलयुक्ताश्चतुर्भाराश्चतु र्भाराश्चनिष्फलाःसकंटकाश्चषड्भरा-
श्चतुर्भारासवल्लरीः २

ચાર ભાર ફળવાળી, ચાર ભાર ફળ વિનાની છ ભાર કાંટાવાળી તથા ચાર ભાર વેલાવાળી થઇને અઢારભાર વનસ્પતિનું પ્રમાણ થાયછે.

નદી નાળાં વેહેળીઆં હોય, ત્યાં મનીશ મળે નહીં કોય;
એવું વન દેખી નિરદોષ, મુરખચટ પામ્યો સંતોષ. ૬૨
મુરખચટ આવ્યો તે ઠામ, ચાલ્યો બોલી મુખે શ્રી રામ;
સરવે મુને વિસાર્યો સહીં, વિશ્વંભર વિસારે નહીં. ૬૩
એવું વિચારી આગળ ગયો, સંધ્યાકાળ ત્યાં પૂરો થયો;
આવ્યું એક સરોવર તીર, પુષ્પ લતા દીસે ગંભીર. ૬૪
માલતી મોગરો ને મુજકંદ,† સીતાફળ કદળીનાં વૃંદ;*
કેવડો કેતકી ને કલ્હાર, ચંપો ડમરો સોહે સાર. ૬૫
કમળ ઝાઝાં સરોવર માંય, શીતળ સોડમ આવે ત્યાંય;
બગલાં બતક ને સારસ ઓળ, નાના પક્ષી કરે કલોલ. ૬૬
પોપટ સુડા ચાતક મોર, કોયલ ટૌકે મધુરા મોર;
સુંદર સરોવર શોભે જેહ, દેખીને દુઃખ વિસર્યો તેહ. ૬૭
મુરખચટે જઇ પીધું નીર, બેઠો મનમાં આણી ધીર;
જ્યારે મુરખચટ રીસાવી ગયો, પોતા મન કંઇ દુઃખીયો થયો. ૬૮
ખોળ કરી નગર મોઝાર, જડયો નહીં મુરખ સરદાર;
મનમાં સૌને ગમતી વાત, માત તાત ભગ્ની ને ભ્રાત. ૬૯

દોહરો.

હવે મુરખચટ સુતો તહીં, સરોવર કેરી પાળ;
આંહાંથી આગળ ચાલશું, થાશે પ્રાતઃકાળ. ૭૦

ચોપાઇ.

રજનિ સૌ નિદ્રામાં ગઇ, અરૂણ ઉદયની વેળા થઇ;
દંત ધાવન કીધું મળ સ્નાન, પો'ર દિવસ ચડયો પ્રમાણ. ૭૧
ક્યાં જાવું એમ કરે વિચાર, એટલે આવ્યો એક વણઝાર;
પ્રૌઢી પોઠ છે લક્ષજ બાર, તેનોછે ધનો સરદાર. ૭૨
રૂડું માણસ દીઠું જેટલે, મુરખચટ જઇ મળ્યો તેટલે;
આવી તે ઉભો જાહરે, વણઝારો બોલ્યો તાહરે. ૭૩

દોહરા.

વણઝારો વાણી વદ્યો, કહે શું તારૂં નામ?
આ વનમાં કયમ એકલો, કોણ તાત ને ઠામ? ૭૪
મુરખ ચટ તબ વાણી વદે, નહીં માત ને તાત;

---

† ફૂલ ઝાડનો છોડ. * જથો.

નહી બંધવ બેની બેનડી, નવ જાણું નગ્રની વાત. ૭૫

ચોપાઈ.

નાનપણથી પરવશ પડયો, દેહ માહરો દુઃખોમો ઘડયો;
પારકે ઘેર હુતો ઉછર્યો, તેના ઘરનો ધંધો કર્યો. ૭૬
પેટ ભરીને ખાતો ધાન, નથી સુજ કે આગી શાન;
ભણતાં ગણતાં કંઇ નવ લહુ, મેહેનત કરી જાણું હું બહુ. ૭૭
આટલા દિન કા'ડયા સાર, એક વણિકના ઘર મોઝાર;
ગાળ્યા બહુ દિન તેને ઘેર, સુખ પામ્યો તેની કહુ પેર. ૭૮

દોહરો.

ચાર પુત્ર તે વણિકને, બહુ ધંનવંતો તેહ;
મુજને પાંચમો લેખવે, અદકો રાખે નેહ. ૭૯

ચોપાઈ.

ઓછું વચન ન કહે કો દન, કરતો મુખ માગ્યું ભોજન;
તેના નામથી જાઉ વારણે, નિકળ્યો તે જાત્રા કારણે. ૮૦
સકળ સાથ આગળ વહી ગયો, ભૂલો પડયો પછવાડે રહ્યો;
થાકયો કાલનો આવ્યો વન, નિરગમ્યો અહીં આખો દન. ૮૧
રહીશું અમો તમારી પાસ, ખાસ શેર એક અન્નની આશ;
કામ કહેશો તે કરશું અમો. રાજી થાશો જેથી તમો. ૮૨

દોહરા.

નાયક એવુ સાંભળી, મનમાં થયો મગન;
રહો ભાઇ તમો મુજ કને, સુખે ગાળજો દન, ૮૩
જાળવવી પોઠી માહરી, તાહારૂં એટલું કામ;
મુરખ કહિ બોલાવશું, પડશે ખપ જે ઠામ. ૮૪

ચોપાઈ.

મુરખ ચટ કહે મારે હાય, પણ એક કહું વારતાય;
મન માને તો સંગે રહું, નહી તો મારે મારગે જઉં. ૮૫
નાયક કહે એ ઉત્તમ વાત, સુણી મૂરખ ચાલ્યો તે સાથ;
સાચવિ પોઠી દિન નિરગમે, રાંધી આપ હાથે તે જમે. ૮૬
ધના વણઝારા કેરી પાસ, ફરતાં ફરતાં થયા ખટ માસ;
વેચંતો માલ કરતો વ્યાપાર, આવ્યો એક નગ્ર મોઝાર. ૮૭

દોહરા.

સિતલપૂર નામે સહી, તે નગ્ર કેહેવાય;

મુરખચટ મન ત્યાં રહ્યું, આપે તતપર થાય. ૮૮
નાયકથી અળગો થયો, ગયો નગ્ર બોજાર;
સુખવંતુ ઘણું શોભતું, ઓપતું દીસે અપાર. ૮૯
દુઃખીયું કોઇ દીઠું નહીં, તહીં ફર્યો શેહેર બજાર;
મનમાં પછી વિચારીયું, ખોળું રેહેવા ઠાર. ૯૦
મુજને કો ઓળખે અહીં, જઇ વસું કો'ને ધામ;
જોતાં જુગતે આવીયો, ઠરીયો તેણે ઠામ. ૯૧
દીઠું મેહેતા તણું મંદીર, સુંદીર ભણતા બાળ;
બેઠો મુરખચટ તહીં, જઇ પોતે તતકાળ. ૯૨
એક ઘડી વિચારતાં, થયા ખરા બપોર;
અધ્યારૂ આગળ કહ્યું, નિશાળીએ અંકોર. ૯૩
બારણે બેઠો બાળકો, ઘણીવારનો એહ;
ઉઠીને હમણાં જશે, મેહેતાજી કહે તેહ. ૯૪
એમ કરતાં નિશા પડી, ગયા બાળકા ઘેર;
મુરખચટ ઉઠે નહી, કહું શી તેની પેર. ૯૫
દેવકૃષ્ણ બ્રાહ્મણ સહી, મેહેતાજીનું નામ;
મુરખચટને પુછે તહી, શે આવ્યો આ ઠામ. ૯૬
કહેરે ભાઇ તુ કોણ છે? કહે તારૂ શું નામ?
ઘણીવાર બેઠો અહીં, હવે જાની તારે ધામ. ૯૭
રાત સમે રેહેવું નહીં, બારણે પરભોવન;
કેહે હરામી લોંઠીઆ, સપુતનાં નાકે ચે'ન. ૯૮
સુણી મુરખચટ બોલીઓ, એતો કોકો છો સત્ય;
પણ તમ શર્ણે આવીઓ, રાખો મારી પત્ય. ૯૯
ગુરૂએ ગોવીંદ જાણવા, ગુરૂ એ માત પીતાય;
ગુરૂ સમુ દૈવત નહીં, એ સત્ય વાણ કેહેવાય. ૧૦૦
ત્યારે દેવકૃષ્ણે પુછીયું, કોણ ગામ નામ ને ઠામ;
સ્વજન તમારૂ કોણ છે? અહીં આવ્યા શે કામ? ૧૦૧
વળતો મુરખચટ એમ વદે, સુણજો મારો બોલ;
વારતા મન ધરજો તમે, પછીથી કરજો તોલ. ૧૦૨
સોમપુરીમાં હું રહું, વણિક તણી છું જાત;
રીખવદંત રૂખમાવતી, મારાં માતને તાત. ૧૦૩
પાંચ પુત્ર પરીવારમાં, સૌથી નાનો જેહ;

---

૧ નક્કી.

ચતુર ચારે ભણ્યા ગણ્યા, રહ્યો મુરખ મુજ દેહ. ૧૦૪
સાતથી સત્તર લગી, ઘણો કર્યો ઉપાય;
અક્ષર એક ન આવડયો, ઘણું થાકયા પંડયાય. ૧૦૫
એક સમે પીતાજીએ, પ્રોછયું ધરીને પ્રીત;
વ્યાપાર શો કરશો તમે, કહોની તેની રીત? ૧૦૬
ત્યારે તાત તણે મુખ ઓચર્યા, બોલ્યા બાવન બોલ;
વળી વારતા ચારની, તરતજ કીધો તોલ. ૧૦૭
અઘટીત હુ બોલીઓ, સૌને વ્યાપો ખાર;
કાઢી મુકયો મુજને, પ્રૌઢો કરી પ્રહાર. ૧૦૮
ક્રોધ કરી હું નિસર્યો, વિસર્યો સજનનો સાજ;
વણઝારો વાટે મળ્યો, સધર્યું સઘળું કાજ. ૧૦૯

ચોપાઈ.

તે સાથે ગાળ્યા ખટ માસ, હવે આવ્યો તમારી પાસ;
દુઃખીઓ દુર્બળ જાતું કહી પાત્ર અક્ષર કંઇ જાણું નહીં. ૧૧૦
જાણું નહીં વિવેક વિચાર, હવે જીવું તે તમ આધાર;
હવે અહીંથી જાતું નહીં, દયા આણે તો રાખો સહી. ૧૧૧

દોહરો.

દિનતા એવી સાંભળી ગુરૂને થઇ દયાય;
રહે આ ઠામ ખુશી થઇ, જો હોય તુજ ઇચ્છાય. ૧૧૨

ચોપાઈ.

દેવકૃષ્ણ કેરે દ્વાર, મુરખચટ રહ્યો નિરધાર;
દીન દીન જે જાણીતો થાય, એપ કરે આકી ભણવાય. ૧૧૩
એક અક્ષર ચડે નહીં મુખ; મહાજડ મુરખ એ રૂખ;
એક માસની મેહેનત જેહ, એક દિવસ કરાવે તેહ. ૧૧૪
ભણાવતાં થાકયા સૌ બાળ, કયાંથી આણ્યો આવો કાળ;
બાઉ બાઉ ને કરડુ કહે, શુદ્ધ અક્ષર ભણે નહી એહ. ૧૧૫

દોહરો.

પેર પેર પંડયા કહે, મુખમાં ઘાલી મુખ;
રૂખને કંઇ નવ આવડે, ત્યારે થાયે દુઃખ. ૧૧૬

ચોપાઈ.

મેહેતાજી વાણી એમ વદે, મુરખચટ ધરજો તમે રૂદે
માસ ચાર થયા નિરવાણ, અક્ષર એક ન શિખ્યો પાણ. ૧૧૭
અમે જે કહીએ તેતો કરો, અતી ઉલટથી આદરો;

બાળક અહીં ભણે છે ઘણા, પાટલા જે છે તે તણા. ૧૧૮
થાળી ખડીઆઓ તેના જેહ, સૌને સંભારી આપે તેહ;
કહેતા પહેલું કરજો કામ, રખે હારો કંઇ કામે હામ. ૧૧૯
મુરખચટ કેહે છે મહારાજ, અતિ ઉત્તમ એ મા'રૂ કાજ.
આદર્યું કામ સારી રીતથી, કરે સેવા અતી પ્રીતથી. ૧૨૦
કરે ભકિત ગુરૂની ઘણી, તેથી બનાણી ગોરાણી તણી;
વનો[1] કરતો સૌનો બહુ, દયા લાવે એ ઉપર સહુ. ૧૨૧

છપ્પો.

વિનયથી ભાગે દુઃખ, સુખ વિનયથી પામે;
વિનય કરતાં ધન જડે, નડે નવ વેરી કો ધામે; ૧૨૨
વિનય વશ સૌ લોક, લોક સમુળો જાયે;
વિનય તણે અજ્ઞાન, જ્ઞાન શોભીતું થાયે; ૧૨૩
વિનય મોટો છે વિશ્વમાં, વિનય ધરમ મારગ ધસે;
શામળ કહે વિનયમાં, સુખ સંપત વાજિ વસે. ૧૨૪

ચોપાઈ.

વિનયનાં કીધાં તેણે કામ. તેથી પડ્યું વિનેચટ નામ.
બોલાવે સૌ કહી તે બોલ, વનો ઘણો ન કિંએ તોલ. ૧૨૫
સિતળપુર નગરનો રાય. સિતળસેન કહ્યો મહિમાય;
કરે રાજ તે કોમળ હૃદે. અસત્ય બોલ મુખે નવ વદે. ૧૨૬
પાળે પ્રજા પુત્રની પેર. દુખીઆ જનપર રાખે મેહેર;
સદાવ્રત ચાલે બહુ પેર. હરી કથા વંચાએ ઘેર. ૧૨૭
ચરચા નિંદા દીઠી નવ ગમે, સત્યવાદીને ઝાઝુ નમે;
આદરે વ્રત નિયમ બહુ તેહ, શાસ્ત્ર વિષે કહ્યાં છે જેહ. ૧૨૮
નગરમાં દીસે પ્રૌઢ પ્રકાશ, જાણે શીવ તણો કૈલાસ;
દયાદાનમાં ઝાઝો સુર. પુરૂ સુરજ જેવું નુર. ૧૨૯
પ્રભાવતી પટરાણી સતિ, હતી સાધ્વી પોતે અતિ;
તેહ તણી પુત્રી અભિધામ. વિદ્યા વિલાસી જેનું નામ. ૧૩૦
શરીર રૂપ તણો ભંડાર. કામની કનક તણો આકાર.
રંભા રતી સરીખડી સહી; અવનીમાં બીજી કોઇ નહી; ૧૩૧

દોહરા.

ચોરાશી આશન ચોસઠ કળા, ચૌદ વિદ્યા ગુણ જાણ;
બાળા વરસ છે બારમાં, બત્રી' લક્ષણ પ્રમાણ. ૧૩૨

---

૧ વિનય.

મહીલા[1] છે મૃગ લોચની, હીરા વર્ણા દંત;
પરવાળી શા અધરછે,[2] નયન વિશાળ અનંત. ૧૩૪
તાણી કમાન કપોળમાં, ગોટલો નાગાકાર;
પોપટ કેરી નાસીકા, વદન ચંદ્ર પ્રકાર. ૧૩૫
ગ્રીવા[3] કપોત[4] સરીખડી, કંઠ કોકીલા પ્રમાણ;
પાન સરીખડું પેટ છે, અમૃત સરખી વાણ. ૧૩૬
કોમળ [illegible] ના, અંગુલી ફળી મગ જેહ;
નખ [illegible] તારા ઓપતા, શોભતો નિર્મળ દેહ. ૧૩૭
કટી લંક જાણે કેશરી, જંઘા કદલી થાળ[5];
પાદ પદ્મ[6] સરીખડા, ગજના સરખી ચાલ. ૧૩૮

ઇંદ્રવિજય છંદ.

ફૂલકી માલ બની એક સુંદર, હાથમેં ફૂલ લીયે જગું ખરીહે,
ફૂલકી સાડી ને ફૂલકી ચોલી, ફૂલકી બાસ સુબાસ ભરીહે. ૧૩૯
નેન ભયે દો ફૂલ ગુલાબ કે, નાસીકા ફૂલકી કાચી કલીહે;
શામલ કહે એ ફૂલહી ફૂલસું, ફુલમે આપ બિધાતા ધરીહે. ૧૪૦

ચોપાઈ.

પવીત્ર પુત્રી રૂડી પેર, ભણે દેવ કૃષ્ણ કેરે ઘેર,
વળી રાજા કેરો જેહ પ્રધાન, કનકબુદ્ધ નામે અભિધાન. ૧૪૧
ચંદ્રબુદ્ધ તેનો જે તન, ભણવા આવે એજ ભોવન;
મહા સુંદર ગુણવંતો એહ, રાખે વિલાસી તેપર નેહ. ૧૪૨
હીસાબ નામુ ને ખત પત્ર, શિખ્યાં તે વિદ્યા સરવત્ર;
ગુણાકાર, હડાકાર[7] સહુ, વિકટ હિસાબ કરે છે બહુ. ૧૪૩
કાવ્ય કોષ નૈષધને ન્યાય, છંદ પ્રબંધ કવિત ભાષાય;
ચોપાઇ દુહો છપ્પો જાગ, અર્થશાસ્ત્રનું પુરૂં જ્ઞાન. ૧૪૪
સરખી વિદ્યા બેઉને વશી, તુન્ય એકેમાં ન રહી કશી;
એક દિવશ બની એવી વાત, બંને એકલાં જાતો જાત. ૧૪૫
ગુરૂ બારણે બાળક પેર, વિલાસીએ પ્રધાન પુત્રને કહી પેર;
ચંદ્ર બુદ્ધ સાંભળરે તુંય, વાત એક કહું છું હુંય. ૧૪૬
ઘણા દિવસનો ધારૂં જોગ, મેળવીયો ઇશે સંજોગ;
આપણે હવે રાખવો સંયોગ, નિશદિન પાડે છે વીયોગ. ૧૪૭
રાત દિવસ તું મનમાં રમે, અવર પુરૂષ દીઠો નવ ગમે;
માટે કહ્યું મા'રૂં કરો, લક્ષ વશા તમો મુજને વરો. ૧૪૮

---

[1] સ્ત્રિ. [2] હોઠ. [3] ડોક. [4] હોલો. [5] નાની કેળ. [6] કમળ, [7] ભાગાકાર.

પીતા તણું માને નહીં મન, જો જઇ પુછુ હું વચન;
કહે પ્રધાનને કેમ દીજીએ, એ'ના હોય તો આપણુ લીજીએ. ૧૪૯
શા માટે ચાકરને વરો, નીચ બુદ્ધ કાં એ'વી ધરો,
ચંદ્રબુદ્ધ તો બોલ્યો એમ, સાચું જુઠુ થાસે કેમ. ૧૫૦
રાજ સુતાને રાજા વરે; પુરવે થકી એવું અનુસરે;
ડાહ્યાં છો ઘણેરાં તમો, શિખામણ શી દઇએ અમો. ૧૫૧
કરીએ લુણ તમારૂ હાર, તે માટે મુજને નહી અધિકાર;
શે પ્રકારે તુજને વરૂં, વણ મોતેથી હું તો મરૂં. ૧૫૨
બીજા કામ તણા ઉપાય, એ વાતમાં તો હાણુજ થાય;
પછી વસવાનો કયાં ઠામ, રખે બોલતાં કરીએ કામ. ૧૫૩

દોહરો.

ત્યારે ચતુરા કહે ચંદ્રબુદ્ધને, કોણ થાય માત ને તાત;
અમે ચિંતવ્યું તે ખરૂં, માં બોલો બીજી વાત. ૧૫૪

ચોપાઈ.

તેનો બતાવુ હુ સંચ, કામ કરવાનો એક પ્રપંચ;
નહી પુછું માત પિતાને હુંય, નવ પૂછીશ તારાંને તુંય. ૧૫૫
રાત્રીએ કરવો સંકેત, આવવું ધરીને અતી હેત;
કોઇને વાત જણાવો રખે, કહું છું તે કરજો તમે સુખે. ૧૫૬
પુર્વ દિશા નગરથી બા'ર, ચાર કોશ પુરણ વિસ્તાર;
આદેસ્વરનું દેહરૂં છે જયાંય, આપણે બેઉને મળવું ત્યાંય. ૧૫૭
પેહેલી રાતથી માંડીને જોહ, સારી રાત ચાલીશું તેહ;
અમે અસ્વે બેશી આવીશું, સંગે એક દાસી લાવીશું. ૧૫૮
અતીશય ધન હું રાખીશ પાસ, તેથી રહેશે સદા ઉલ્લાસ;
ચિંતા માં કરશો લવલેશ, બેશવેશ રહેશું પરદેશ. ૧૫૯
ગયા પુઠે આહીં જાણે સહી, પછી તાતનું ચાલે નહીં;
માટે ભાગો દીલથી ખાંચ, નહી આવવા દેઉ ઉની આંચ. ૧૬૦
વનીતાનાં સુણી વચન, બોલ્યો પછી વજીરનો તન;
તમો કહી તે સાચી વાત, પણ વૃદ્ધ છે મુજ માતને તાત. ૧૬૧
બંધવ હોય જો બીજો સહી, તો મારે મન ચીંતા નહી;
છળ કરતાં નવ લાગે વાર, તે પાપનો મારે શીર ભાર. ૧૬૨
જાણે ગયા મુને તું સોત, મારે પીતાને વણ ખુટે મોત;
વળી રૂઠે એવા તે શ્રી રામ, તે માટે નહીં મારૂં કામ. ૧૬૩

દોહરો.

વિદ્યા વિલાસી વળતુ વદે, કેમ લોપે મા'રી વાણ;

ના કેહેશો અમને તમો, તો ઓશો નિશ્ચે પ્રાણ. ૧૬૪

### ચોપાઈ.

તાતને જઈ કહિશું અમો, સત્ય માનજો દિલમાં તમો;
મુને નિશાળમાં વળગ્યો આજ, મુખથી બોલ્યો ભુંડુ કાજ. ૧૬૫
મા'રી લાજ લીધી છે ઘણી, માટે એને નાખો હણી;
માહારૂં કહ્યું થાશે પ્રમાણ, તારી કોઈ નવ માને વાણ. ૧૬૬

### દોહરા.

ડાહ્યો પ્રધાનનો દીકરો, મનમાં કર્યો વિચાર;
મારી નંખાવશે સેહેજમાં, વિનતાને શો વાર. ૧૬૭
પ્રપંચ કરીને પ્રેમદા, છેતરૂં એને આજ;
હરખાવું હમણાં હા કહી, કળાથી કરવું કાજ. ૧૬૮
પ્રધાન પુત્ર હશીને કહે, એ વાતમાં હુંય પ્રસન;
જોયું પારખું પુરણ હવે, હરખાયું મુજ મન. ૧૬૯

### ચોપાઈ.

રાત સમે હું આવું ત્યાંહ, તમો મેળાપ રાખો છો જ્યાંહ,
અંતરનું નિરમળ ધામ, તે કરશે બન્નેનાં કામ. ૧૭૦
મધ્ય રાત્રીને સમે આવીશું, મનમાંગી આશ લાવીશું;
આપુ મળ્યા રહીશું અમો, રંગે બોલાવો ત્યારે તમો. ૧૭૧
જાણીને સમસ્યા આપણુ જેહ, પ્રાતઃકાળે બોલીશું તેહ;
અન્યો અન્ય કીધા પેર, નિશાળથી ગયાં બેઉ ઘેર. ૧૭૨
વિલાસોને મન હરખ ન માય, જવા પોતે તત્પર થાય;
ચતુરી દાસીઓ પોતા તણી, સૌને ભોળવીઓ છે ઘણી. ૧૭૩
મોકલી મેવાને મધ્યપાન, ધાવ[1] એક રાખી સાવધાન;
પાછલો દિવસ રહ્યો ઘડીચાર, પ્રધાન પુત્રે કર્યો વિચાર. ૧૭૪
ભોળવણ આણે મનમાં ધરે, ચિંતવન એકાંતે ચિતમાં કરે;
વચન વિલાસોનું જો જશે, કામનિ એતો કોપશે. ૧૭૫
ભોળવાશે પોતાને એમ, પછે જીવતા રહીશું કેમ;
વચન એનુ કેમ લોપાય, માત તાત મુજ કેમ છંડાય. ૧૭૬
જો કુંવારીનુ કહ્યું કરૂં, તો વણ મોતે હું મરૂં.
ના કરૂં તોયે સંતાપ, પ્રગટ્યું મારૂં પુરણ પાપ. ૧૭૭
વિલાસોનું પરિત્યજ કરૂં, વળી મર્ણ ઘાતથી ઉગરૂં;
એવી હું ગ્રહું બુદ્ધ, જેથી રહે દાણીને દુધ. ૧૭૮

---

[1] ધવરાવનાર દાસી.

વિચારી અશ્વ કીધો તૈયાર, પોતા તણો લીધો શણગાર;
લીધાં વસ્ત્ર અનુપમ સાર, ગ્રહી કરમાંહે કટાર. ૧૭૯
એટલે રજની જોતાં થઇ, પ્રધાન પુત્ર ચાલ્યો સહી;
ગુરૂ તણું મંદીર છે જ્યાંહ, વિનેચટ પોઢાડયો છે ત્યાંય. ૧૮૦
મૃદંગ ભેર વાગે છે જેમ, ભાઇનાં નાક બોલે છે તેમ;
શુદ્ધ કે સાન વસ્ત્રની નથી, ગાએ જનમ્યો તેવી ગતી. ૧૮૧

છપ્પો.

મુરખનાં એ ચિન્હ, ભણવું ગણવું નવ સુઝે;
મુરખનાં એ ચિન્હ, વિવેક એકુ નવ બુઝે,
મુરખનાં એ ચિન્હ, જુઠ ઝાઝેરૂ બોલે;
મુરખનાં એ ચિન્હ, છીદ્ર પોતાનું ખોલે,
વળી મુરખ ઉદ્યમ નવ કરે, ઊંઘ આહાર અદકો હશે;
શામળ કે' આ ચિન્હથી, પર્ખ મુરખની થશે.

ચોપાઈ.

અશ્વેથી હળવે ઉતર્યો, મેહેતા તણે મંદીરે ઠર્યો;
હળવે હળવે હલાવે દ્વાર, ધિમે ધિમે કરે પોકાર. ૧૮૨
સીતકાર કરે બહુ શાન, મારે તાળી ડચકારા જાણ;
હેરીયાં હરે જાણીયે ઘડી, ચંદ્રચુડને ચિંતા પડી. ૧૮૩
મુરખ જાન જાગે નહિ આજ, કામ કેઇ પેર મારૂં થાય;
લજ્યા તો રાખે શ્રી રામ, એક પહોર ગઇ છે જામ. ૧૮૪
એવે મુરખચટ તે વાર, જોતાં ઝટ જાગ્યો નિરધાર;
ચટપટી ચાંચડની થઇ, માકડ ઝાઝા વળગ્યા સહી. ૧૮૫
સાવચેતન થયો જ્યાહરે, પ્રધાન પુત્ર બોલ્યો ત્યાહરે;
અરે ભાઇ ઉઘાડો બાર, તુજ કારણ આવ્યો છું સાર. ૧૮૬

દોહરા.

મુરખચટ ત્રાડી બોલીઓ, મીચી આંખે તે વાર;
જારે વળી કેમ આવીયો, રાત સમે આ ઠાર. ૧૮૭
મર્ણ માથે લાવીયો, જે આવીયો આણે ઠામ;
તાકે તેવું છે નહી, જાકો ગ્રહસ્થને ધામ. ૧૮૮
રામજી રૂઠયા તુજને, હાંસલ જડસે એહ;
ભોગળ પ્રહારે હણું, તેમાં નહી સંદેહ. ૧૮૯
ગુરૂ ગોરાણી માહરાં, ભર નિદ્રા મોઝાર;
એવું કહીને કર વિષે, ભોગળ લીધી સાર. ૧૯૦

## ચોપાઈ.

કેમ ઉભો રહ્યો છે અહીં, કુવર પછીથી બોલ્યો તહીં;
હું વિચાર કરૂ આ ઠાર, એને શી મારતાં વાર. ૧૯૧
ચંદ્રચુડ કે સાંભળજો તો, પ્રધાનપુત્ર જાતે છું અમો;
કરવા આવ્યો છુ તારૂં કામ, ધીરે રહી ઉઘાડો ધામ. ૧૯૨
વાણી એવી સુણી જ્યાહરે, તતક્ષણ દ્વાર ખોલ્યું તાહરે;
ઘરમાં તેડી પડીઓ પાય, હું બોલ્યો તે કરો ક્ષમાય. ૧૯૩
અમો વસુ તમારે ગામ, ફરમાવો તે કરૂ હુ કામ;
આજ્ઞા તમારી લોપુ નહીં, કહો તે મારે કરવું સહી. ૧૯૪

## દોહરો.

વધામણીની વાત છે, તારે કર્મે કિધુ જોર;
અસત્ય રખે તુ માનતો, કહુ સાચો અંકોર. ૧૯૫

## ચોપાઈ.

વિદ્યા વિલાસી વિનતા જેહ, આજ તુને પરણાવું તેહ;
કહુ તે પેરે તમો કરો, ડરો રખે હિંમત દિલ ધરો. ૧૯૬
નિશાળ વિષે આજને દન, મુજ ઉપર કીધું એણે મન;
કામ મુજથી એ નવ થાય, તમને નથી એમાં ચિંતાય. ૧૯૭
ધરો વસ્ત્ર મારા શણગાર, વળી લેજો મારો તોખાર;
સાથે લેજો મુજ કટાર, જવાનો કહું છું પ્રકાર. ૧૯૮
નગર બા'ર છે એક જોજન, દે'રૂ આદેશર કેરૂં પાવન;
સંકેત અમે ત્યાં રાખ્યો વીર, સુખે વરો ધરો મન ધીર. ૧૯૯
વરશે વિલાશી સરખી નાર, તારા પુન્ય તણો નહી પાર;
મુરખો કે' નહી મારી જોગ, માહારો કયેમ કરશે સંજોગ. ૨૦૦
ચતુર જાણી તમોને વરે, મુર્ખ જાણી મને પરહરે;
તમો આદરો એવો અર્થ, તેને મન તો એ સૌ વ્યર્થ. ૨૦૧
ચંદ્રચુડ કહે કહું છું સાચ, નવ આવે તને ઉની આંચ;
આણ બોલ્યા રેહેજો તમે, સંકેત એવો કીધો અમે. ૨૦૨
પરણ્યા પુંઠે પંથ પળાય, આગળ જતાં જ્યાં વા'ણુ વાય;
પછે મુખેથી સુખે બોલજો, દીલ તણો પડદો ખોલજો. ૨૦૩
દૈવ સાખે વરશે સુંદરી, જાશે કયાં પછી પરહરી?
વિનેચટ કહે કરીશ એ કામ, સુખે જાવ તમારે ધામ. ૨૦૪
વસ્ત્ર શણગાર અશ્વ ત્યાં દીધ, ચંદ્રચુધ ચાલ્યો પછી સીધ;
વિનેચટ પછી શું આદરે, જગાડવા ગુરૂને સાદજ કરે. ૨૦૫

ગુરૂને નિદ્રા આવી ઘણી, તોય સુણી વાણી તે તણી;
ઝબકીને જાગ્યો તે બ્રહ્મ, મુરખ આ શું કીધું કર્મ. ૨૦૬
મન કશો સૂજ્યો નહી મર્મ, ગ્રહસ્થાશ્રમનો જાણે નવ ધર્મ;
કાચી નિદ્રાએ જગાડે કોય, ગામ ભાગ્યાનું પાપજ હોય. ૨૦૭
અધ્યા હતું એવું શું કાર, મુજને જગાડયો આવાર.
તને વર્ષ થયાં છે વીશ, રૂઠયા તુને તો જુગદીશ. ૨૦૮
મેહેતાજી રીસે બોલ્યા સહી, આવો નિશાળીઓ દીઠો નહી;
દશ વીશ એવા બેસે મળી, કરે આપણી સેવા ભલી. ૨૦૯
નારી કહે સાંભળોએ નાથ, મુરખને સમજો અનાથ;
જુઓ મને કેવો હરખાય, જાણે પરણવા કન્યા જાય. ૨૧૦
હસ્યો વિનેચટ વાતજ વશી, ચરણે લાગ્યો ગુરૂને ધશી;
આશીશ દ્યોને ગુરૂજી તમે, દેશ જઇએ પછીથી અમે. ૨૧૧
હમણાં ગઇ છે ઝાઝી રાત, મળ્યો મને ઘરનો સંગાથ;
અધ્યાર કોહે કહું છું હુંય, તેતો સાંભળપૂરૂં તુંય. ૨૧૨
મુજ મંદીર રહ્યો ખટમાસ, નવ લાગ્યો વિદ્યાનો પાસ;
એ દુ:ખ લાગે છે બહુ, અહી આવે તે શિખે સહુ. ૨૧૩
પક્ષ એક જો પાટી ધરે, મહા મુર્ખ પાછો નવ ફરે;
બાણું વર્ષનો હું તો થયો, અભણ તુજ વિના કોઇ નવ ગયો. ૨૧૪
સર્યું નહીં તારૂં કંઇ કાજ, એમાં જાય છે મારી લાજ;
આથી રૂડુ મોતજ સાર, અપવાદે જીવવું ધિક્કાર. ૨૧૫
ઘડી ચાર જો રહો મુજ ધામ, કંઇ તમારૂં થાએ કામ;
ગોખ સ્થાનક છે સરસ્વતિ તણું, જેનું કર્યું આરાધન ઘણું. ૨૧૬
પછી તે શે લાગે મુજ કાજ, જાયે જ્યારે મારી લાજ;
કો દીન મેં બોલાવી નથી, તુજ માટે સાધુ સરસ્વતિ. ૨૧૭
એવું કહી ગોખ આગળ ગયો, કરી સ્નાન પોતે શુદ્ધ થયો;
ધોયેલું વસ્ત્ર પેહેર્યું અનુપ, નાના વિધ પુજાને ધુપ. ૨૧૮
દીપક જોત ધ્રતજ તણી, ભકતી ભાવના આણી ઘણી;
આસન માંડયું રાખી દ્રઢ ચીત, પૂજે પૂરણ આણી પ્રીત. ૨૧૯
પુઠ પછવાડી વિનેચટ જેહ, ઉભો રાખ્યો કર જોડી એહ;
પછી પ્રક્ષાલ તે વિપ્રે કર્યો, સામાન સૌ તે આગળ ધર્યો. ૨૨૦
કેશર ચંદન કુમકુમ હાર, ચોડયા અક્ષત પ્રીતે સાર;
સુવા અત્તરને અબીલ ગુલાલ, સીન્દુર ટપકું કીધું ભાલ. ૨૨૧
અગરબત્તીનો કર્યો છે ધુપ, કીધાં આરતી નૈવેદ અનુપ;

શોભતા ધરાવ્યા શણગાર, ગીત નૃત્ય સ્તવન અપાર. ૨૨૨
દંડવત કીધા એકસો આઠ, ઝાઝા કીધા ચંદી પાઠ;
અષ્ટોતરી માળા ફેરવે, સ્તુતી મુખે માજીની સ્તવે. ૨૨૩

### દોહરા.

સ્હાયરથી તું ઉપની. નવે ખંડમાં નામ;
શેવે તને સારદા, તેનાં સીધ્ધ થાયે કામ. ૨૨૪
બ્રહ્મ તનયા હંસ વાહિનિ, કુમારીકા સાક્ષાત;
વીણા પુસ્તક ધારિણી, વાયક બરદાયની માત. ૨૨૫
નારાયણી નિરંજન તમો, નિરમળ તારૂં નામ;
બાવનમાં વ્યાપી રહી, રસના[1] એ તુજ ઠામ ૨૨૬
ચાર[2] ચૌદ[3] બત્રીશમાં[4] ચોસઠ[5] પુર પ્રમાણ;
જે જન પાસે તું નહી, તે નર વાનર જાણ. ૨૨૭
જેમ વાયુને વશ તરણ છે, દશે દશામાં જાય;
સારદા વશ સંસાર છે, વશ એથી સૌ થાય. ૨૨૮
વેદ પુરાણને શાસ્ત્ર જે, છંદ કવીત દોરાય;
પ્રબંધ ભાષા છપ્યા તણા, અર્થ યથારથ થાય. ૨૨૯
રાગ ચાલ ચોપાઇ સહુ, સર્વે તુજથી હોય;
મુખમાંથી જે નિસરે, તુજ વિના નવ કોય. ૨૩૦
વેદ ભેદ ગુણ ચાતુરી, ડાહાપણ ગુણ નિધાન;
બુધિ વંતા સઊ બને, પ્રસન તમો પ્રમાણ. ૨૩૧
ત્રુઠી તુ દેવી દાસને, બીજા કવી જન ક્રોડ;
તુ રૂઠી છુ જેહને, તેને મોટી ખોડ. ૨૩૨
ગુંગા મુંગાને બોબડા, મુર્ખ અને અજાણ;
તે જન એવા જાણવા, જનની પેટ પાષાણ. ૨૩૩
વર્ણન કરૂ શું તાહરૂં, ગુણ તુંજ અપરમપાર,
સમુદ્રમાંથી પક્ષી હરે, એક ચંચનો હાર. ૨૩૪

### ચોપાઈ.

એવી સ્તુતી વીપ્રજ કરે, તુહી તુહી મુખે ઓચરે;
ત્રણ ઘડી ત્યાં પુરણ થઇ, તોયે સરસ્વતી બોલ્યાં નહીં. ૨૩૫
બ્રાહ્મણ તવ કરે બહુ રીશ, છેદવા લાગ્યો પોતાનું શીશ;
ઘણા દિવસ મેં સેવી તુને, ફળ તેં કંઇ નવ આપ્યું મુને. ૨૩૬
જોયું તારૂં બઈ આ ઠામ, બ્રહ્મહત્યા આપું નિરવાણ;

---

૧ જીભ. ૨ વેદ. ૩ વિદ્યા. ૪ લક્ષણ. ૫ કળા.

બીહે એથી જુગદાધાર, તુજથી કેમ સહેવાશે ભાર. ૨૩૭
લાગ્યો કાપવા શિર જાહરે, પ્રસન થયાં સરસ્વતિ તાહરે;
માગ માગ મનમાં શું ધરે, વણ ખુટે શાને તું મરે. ૨૩૮
મહા પુજા કીધી તેં આજ, આરાધી મુજને શે કાજ;
વર માગુ મુખથી જે હુંય, પ્રસન થઇને આપું હુંય. ૨૩૯

## દોહરા.

દેવ કૃષ્ણ મુખથી વદે, આપો એક વચન;
કૃપા કરી મુજ ઉપરે, થા બાળને પ્રસન. ૨૪૦
શેવા મુજ અદકી કરી, કહ્યું મૂખથી જેમ;
છ માસ થયા અહીં, પણ રહ્યો એમનો એમ. ૨૪૧

## ચોપાઇ.

નવ શીખે શે એને દમો, સત્ય કહું સાંભળજો તમો;
નહીં આવડે એને એક બોલ, કહું છું તેનો કરજો તોલ. ૨૪૨
એને જન્મ થયા છે પાંચ, મુજને દીધી ઝાઝી આંચ;
પેહેલ અવતારે દામોદર સાર, દેવદત કેરો કુમાર. ૨૪૩
ગુરૂ ઘેર મુકયો જાહરે, દુરમતી કરી તાહરે;
બાળકને દેતો બહુ દુઃખ,ગુરૂ નિંધા ઉચરતો મુખ. ૨૪૪
સૌને દેતો એવી શીખ, ઘણું ભણે તે માગે ભીખ;
ભણે ગણેથી તો શું હોય, કર્મ કરે તે ન કરે કોય. ૨૪૫
દેતો ગાળ મુજને બહુ મર્મ, કરતો મુજ નિંધાનાં કર્મ;
મર્ણ પામ્યો એમ કરતાં નેટ, પછી અવતર્યો ચારણને પેટ. ૨૪૬
બદલાજી નામે બારોટ, સદલાજી સુત કાહાવે ઠોઠ;
માત તાતને દેતો દુઃખ, ન ગમે તેનું કોઇને મુખ. ૨૪૭
કવિત છંદ ભાષાને ભેદ, નિંદે શાસ્ત્ર વાણીને વેદ;
બ્રહ્મજ્ઞાન થતું હોય જ્યાંય, भुंडुं ભાખે પોતે ત્યાંય. ૨૪૮
એમ કરતાં ત્યાંથી તે મુઓ, ત્રીજો જન્મ કાણબી ઘેર હુઓ;
લેખ પત્ર દેખે એ જ્યાંહ, લઘુ કરે તે ઉપર ત્યાંહ. ૨૪૯
મારે ઠોકર પગની હેસ, દ્વેષ ગણે મનમાં નવલેશ;
એથી દુઃખ બીજું તે કયું, કોહો કેઇ પેરે જાયે સહ્યું. ૨૫૦
વળતી ત્યાંથી છુટયો અવતાર, ચોથે થયો ક્ષત્રી કુમાર;
તાંહાં એણે આદરીયું જેહ, કહુ વિસ્તારી તુજને તેહ. ૨૫૧
ખત પત્રને ખોટાં કરે, અસત્ય અન્યા બહુ આદરે;
લખ્યું ભાખ્યું લાવે કોય, દીઠું નવ ગમે મા'રૂ મ્હોય. ૨૫૨

લેઇ લેખ જઇ જળમાં ધરે, પંડીતની નિંદા બહુ કરે;
ખરી વાણીને ખોટી અનુભવે, ખોટીને સાચી જોગવે. ૨૫૩
મિથ્યા મુજને ચડાવે આળ, દેતો મુજને આઝી ગાળ;
માટે મુકો મારો ખ્યાલ, વિરોધ હોય ત્યાં શાનું વ્હાલ. ૨૫૪
તે દીનથી હું અળગી રહી, પાંચમે અવતારે આવ્યો સહી;
શંખદંત જે એનો તાત, વિમળદંત એ મુરખ જાત. ૨૫૫
કર્યા કર્મને પામ્યો દોષ, કેમ રિપુ મુકે નીજ રોષ;
જેથી આપદા પામે જેહ, તે પર કેમ રાખે તે નેહ. ૨૫૬

દોહરા.

તે માટે એના થકી, અળગી રહીછું જાણ;
કોટી ઉપાયે નહી વસું, રસનાએ નિરવાણ. ૨૫૭
બીહીતી વસુ હું એ થકી, દૂર ડગલાં ક્રોડ;
વિશ્વ આખુ શોધતાં, મળે ન એની જોડ. ૨૫૮

ચોપાઈ.

તે માટે એને અળગો કરો. બીજું મન ગમતું આચરો.
પંડ્યો કેહે પુરો જો વાસ, તોતો મુજને થાય ઉલ્લાસ. ૨૫૯
ઇચ્છા મૂજ મન એતો ખરી, માગું માતા હું કરગરિ;
નિરાશ કરશો મને ના કહી, તો તો મારે મરવું સહી. ૨૬૦
સરસ્વતિ કહે કરણી કીરતાર, એ નથી એના કર્મ મોઝાર;
માત તમે મલ્યાં જાહરે, રૂડું કર્મ થયું તાહરે. ૨૬૧
આઝી વાર લગાડો શુંય. પ્રશન થશો તો જીવું હુંય;
દર્શન આપ્યું તમે પ્રત્યક્ષ, એનાં કામ સર્યાં તવ લક્ષ. ૨૬૨

દોહરા.

ત્યારે વિચારે સારદા, હુ સારૂ એનો અર્થ;
કામ કર્યેથી છુટકો, વચન કેમ જાયે વ્યર્થ. ૨૬૩
સાચો ગુરૂ તુતો સહી, તુજ જેવા નવ હોય;
થયો નહી થાશે નહી, જુગમાં બીજો કોય. ૨૬૪

ચોપાઇ.

મરવા માટે તું આદરૂં, નિશ્ચે કામ એનું હું કરૂં;
સો જન્મ એના વહી જાય, તુજ વણ કારજ નવ થાય, ૨૬૫
પછી સરસ્વતિ થયાં પ્રસન, હંસવાહિનિ વધાં વચન;
વિનેચટને કરાવ્યું સ્નાન, પછી ધરાવ્યું વસ્ત્ર નિદાન. ૨૬૬
મૂખથી જીવ્હવા કાહાડી બાહાર, લખ્યા લેખ સાડાત્રણ સાર

તંબોળ મુખથી પોતે દીધ, બોલ્યાં વચન થાશે તુંજ સિધ. ૨૬૭
શીર હાથ મુકી કહે માય, તું બોલે તે અવિચળ થાય;
વિનેચટે ત્યાં કર્યો પ્રણામ, સઘળાં સુધર્યાં મારાં કામ. ૨૬૮
દેવકન્યા કે' સાંભળ માય, બોલ્યું ચાલ્યું કરો ક્ષમાય;
થયાં માત પછી અંતરધ્યાન, વિનેચટ બોલ્યો મુખ વાણ. ૨૬૯
હવે ગુરૂ મુજને શું કહો, જાઓ ભાઇ સુખીઆ તમો રહો;
સ્વામી સેવા મુજથી નવ થઇ, કષ્ટ કીધાં મુજ માટે સહી. ૨૭૦
પરમારથ કાજ કરે કો નહી, થયો વેચાણ તમારો સહી;
કામ પડે મારૂં જાહરે. દાસ હાજર હું છું તાહરે. ૨૭૧
એવું કહીને લાગ્યો પાય,થયો વિદાય માગી આજ્ઞાય;
જશ વાધજો તારો ઘણો, થજે અધિપતિ અવનિતણો. ૨૭૨
ગુરૂ આશિષ એહવી ઉચરે, માન પામજો પૃથ્વી પરે;
આશિષ એહવી ગુરૂએ દીધ, વિનેચટ ત્યાંથી ચાલ્યો સીધ. ૨૭૩
આવ્યો હેઠે જ્યાં નિશાળ, કરવા માંડી જાવા ચાલ;
શણગાર વસ્ત્ર સજ્યાં બહુ દેહ, પ્રધાન પુત્રે આપ્યાં જેહ. ૨૭૪
ગતી એહનાતો સઉ કહી, વિલાસીની શી ગત થઇ;
નિદ્રાવશ દાસી સઉ હોય, એનો મર્મ ન જાણે કોય. ૨૭૫
ધાવ દાસી લીધી સાથ, અનંગળ દ્રવ્ય રાખ્યું હાથ;
નગદી હીરાને ઝવેર, ખાતાં ખુટે નહી તે પેર. ૨૭૬
કે'ડે બાંધી લીધી કટાર, અશ્વની ઉપર થઇ અસવાર;
બેઠી ઘોડે જાવા ચડી, ચાલી સઉકોને છેતરી. ૨૭૭
રાત સમે કોઇ પુછે નહી, સઉ સઉના ઘરમાં ઉંઘે સહી;
ન રહે દરવાજે દરવાન, રામ રાજ્ય સરીખું છે જાણ. ૨૭૮
સવા પોહોર જ્યાં રાત્રી ગઇ, વિલાસી ત્યાં આવી સહી;
આદેશર સ્થાનક પાવન, વાટ જુવે રાખી એક મન ૨૭૯
પ્રધાન પુત્રનુ ધ્યાનજ ધરે, વાર થઇ ચિંતા ચિત કરે;
પ્રધાન પુત્રનો ધર્યો શણગાર, સત્વર પોતે થયો તૈયાર. ૨૮૦

## દોહરા.

તે સમે વિનેચટ સજ થયો, ગુરૂ મંદીરથી જેહ;
અશ્વે બેસી નિસર્યો, ચાલ્યો આપે તેહ. ૨૮૧
નારી આગળ જઇ રહયો, આદેશરને દ્વાર;
તે સમે મધ્ય પૂરણ થઇ, અંધારૂં થયું અપાર. ૨૮૨
વિલાસી કહે સારૂ થયું, સાચા જાણ્યા સાર;

ત્યારે વિનેચટ બોલ્યો નહીં, વિનતા શું લગાર. ૨૮૩

## ચોપાઈ.

મુજને એણે કહ્યું છે જેમ, બોલે તે બોલાવ્યો કેમ;
દેવ સાક્ષી કર્યા તતકાળ, આરોપી તેને વરમાળ. ૨૮૪
પછી અબળા તે બોલી આપ, આ વીણુબીજા ભાઇને બાપ;
વિલાસી વિનેચટને વરી, એક વાર બોલો શ્રી હરી. ૨૮૫
આદેશરને કર્યો જુહાર, ત્યાંથી ચાલ્યાં ત્રણે સાર;
આગળ વિનેચટ પુહેનાર, પછી ધાવ ચઢી તોખાર, ૨૮૬
વેગે અશ્વો ચાલ્યા સહી, ચાર જોજન તો આવ્યા તહી;
સોલ કોશ તો જોતાં થાય, ઉગ્યો રવી ને વાણું વાય. ૨૮૭

## દોહરા.

વિનતા વાણી ઉચરી, ભોર[1] ભયો મહારાજ;
તુજ મુખ જોવા કારણે, ઇચ્છા ધરૂં મન આજ. ૨૮૮
પતિને પ્રભુ જાણવા, સંસાર તણો સૌ સાર;
એ સરખું દૈવત નથી, દર્શન આપો ભરતાર. ૨૮૯
હમ ચાહત તમ મીલનકુ, પલ એક વર્ષ કે હોર;
અમતો ઐસો ઇચ્છતી, જ્યઉં, ચંદ્ર ઓર ચકોર. ૨૯૦
મૃગ ચાહત રાગકું, ઘનકું[2] ચાહત મોર;
કંથ રેણી[3] ભઇ પંથમે, અબતો ભયો હે ભોર. ૨૯૧
વિનેચટ એમ બોલે નહી, તવ સનમુખ આવી નાર;
વિનેચટ મુખ દેખતાં, પડી પેટમાં ફાળ. ૨૯૨
અબળા અવની પર ઢળી, ન રહી શુદ્ધ કે શાન;
હૈયે દુમો જામીયો, કંઠે આવ્યા પ્રાણ. ૨૯૩
આંખ ઉંચી ચઢી ગઇ, અંગે આવ્યું સીત,
ધ્રુજે કાંઇ સૂજે નહી, ભમવા લાગ્યું ચીત. ૨૯૪
જીભ થઇછે તોતળી, મુખે નવ બોલાય;
દુઃખ સમુદ્રમાં પડી, વિનતા વ્યાકુળ થાય. ૨૯૫

## ચોપાઈ.

તુરંગથી ધાવ તતક્ષણ ઉતરી, કુંવરીનું મસ્તક ખોળે ધરી;
બોલે મુખમાં ઘાલી મૂખ, અરે બાઇ થયું શું દુઃખ. ૨૯૬
યાંહાં લગી આવ્યા રળીઆત, મૂખ જોતાં શો થયો ઊતપાત;
જો આદરવું આવું સાર, તો એવો કેમ કર્યો પ્રકાર, ૨૯૭

---

[1] સવાર. [2] વરસાદ. [3] રાત.

શોધ કરાવશે પુંઠે તાત, વણશે કાજ આવીશું હાથ;
વેગે અહીંથી જેમ જવાય, તેવો કાંઇ કરો ઉપાય. ૨૯૮
ત્રણ ઘડી એમ કરતાં થઇ, ત્યારે વિલાસી ત્યાં સજ થઇ;
ઉઘડયાં નેત્રને આવી ગતિ, વળતી ધાવ એને પૂછતી. ૨૯૯
એકા એક આમ કેમ થયું, તેતો મુજને જોઇએ કહ્યું;
ત્યારે વિલાસિ એમ ઓચરી, પ્રધાન પુત્રે મને છેતરી. ૩૦૦
કરમે ભાગ્યો મુરખ એહ, ઉપન્યું દુઃખ શું કહું તેહ;
હંસ જાણી હું લેવા ગઇ, કાગ કર્મમાં આવ્યો સહી. ૩૦૧
પોપટ હતો તે ઉડી ગયો, બગલો મારે હાથે રહ્યો;
ઉજળું દુધ જાણી ગઇ પાસ, કર્મે નિકળી ખાટિ છાસ. ૩૦૨
અમૃત જાણી કીધી પેર, નિપન્યું તે હળાહળ ઝેર;
પ્રધાન પુત્ર ચતુર રહી ગયો, મુરખ મુજ માથે ભાગીઓ ૩૦૩
તે માટે તજું છું પ્રાણ, વળતી ધાવ વદે મુખ વાણ;
હવે દુઃખ ધરવું નવ ઘટે, કર્મના લેખ તે કેમ કરિમટે. ૩૦૪
સકળ ગુણ છે એમાં સહી, મુરખપણું હું દેખું નહી;
ચપળ નયન એને મુખ તેજ, લક્ષણ વંત દીસેછે એજ. ૩૦૫
તું કહે તે હુ માનું નહી, પુરો ઓળખું એને સહી;
કાષ્ટ પુતળી હોયે જેહ, રત્ન આભુષણ શોભે દેહ. ૩૦૬
પ્રધાન પુત્રનો ધર્યો શણગાર, માટે દીસે રાજકુમાર;
તે માટે એ ઓપે ઘણું. સર્વ વૃતાંત જાણું એ તણું. ૩૦૭
જ્યારથી આવ્યો એ અહી, મુરખો ત્યારથી જાણું સહી;
મહા મુર્ખ વડો ગમાર, બુદ્ધિ નવ દીસે લગાર. ૩૦૮
નિશાળીઆની સેવા કરે, ગાર ગોરાણીની આદરે;
વિદ્યાવાન કહે તું આજ, તેમ તેમ મુજને આવે દાઝ. ૩૦૯
ધાવ કહે એ કારણ સત્ય, કર્મ જોગે થઇએ ગત્ય.
કણીકમાં પાણી પડીયું જેમ, જળમાં લુણ જઇ ભળીયું તેમ. ૩૧૦
વસ્ત્ર ઉપરતો જેવી ભાત, ખાઇ હેવી જાણો વાત;
ઇશ્વરને જો કરવું કામ, તો આવી વસ્યો એ ગામ. ૩૧૧

## દોહરા.

વિલાસી વાણી વદે, કહી તમે તે સાચી વાત;
પ્રતિજ્ઞા મારે એટલી, નહી એ મારી સાથ. ૩૧૨
નહી મુખ જોવું એહનું સહુ નહી એની વાણ;
દૈવે દંડી મુજને, થઇ હસવામાં હાણ. ૩૧૩

## ચોપાઈ.

એવું કહીને થઇ અસ્વાર, આગળ તે ચાલી નિરધાર;
ધાવે વચ્ચે ઘોડો રાખીઓ, વિનેચટનો પુઠે ચાલીયો. ૩૧૪
વિનેચટ વિચારે આપ, પાછળ ચાલ્યામાં નહી બાધ;
હવણાં કહ્યું માને નહી એહ, મારી વાત જાણે શું તેહ. ૩૧૫
કો સમે જ્યારે પડશે કામ, ત્યારે કરશે સાત સલામ;
ખરૂં જોતાં વાંકજ નથી, દીઠું તે જાણે સરવથી. ૩૧૬
મારે મન એ પ્રતીજ્ઞાય, એ સાથે બોલ્યાની નાય;
હું પરણ્યો છું એ નાર, મુજને એ પરણી નીરધાર. ૩૧૭
પરો થાઉ એનાથી કેમ, કરવું મારે એ કહે તેમ;
એવી જુગતે ત્રણે પરવરે, મજલસર તે જઇને ઠરે. ૩૧૮
એમ કરતાં ગયો એક માસ, આવ્યું પુર પુરાણ પ્રકાશ;
અંગદેશને પેટજ ગામ, હેમપુરી હેમરથ રાય નામ. ૩૧૯
હેમ પ્રીયા રાણીછે નેટ, પુત્રી લીલાવતી તેને પેટ;
ઘણી ચતુરને બહુ ગુણ રૂપ, ઇંદ્ર અપસરા તેજ અનુપ. ૩૨૦
જાણે મોહની નાગ કન્યાય, વર્ણન તેનું કેમજ થાય;
ભામનિ ભરપુર છે અભિમાન, તારાણી ગણે સૌતારાસમાન[1] ૩૨૧
પરણ્યાની પીતાને કહે છે નાય, મન માનશે ત્યારે કહીશું હાય.
પંદર હજાર તે રાજકુમાર, એ અર્થે ફરે બારોબાર; ૩૨૨
ચંદ્ર સરખું મૂખનું તેજ, મુઢ બને જોતામાં સેહેજ;
લક્ષણવંતીના બોલે બોલ, સો દાસીશું કરે કલોલ. ૩૨૩
હેમપૂરીની શોભા ઘણી, જાણે શેષ તણો શિરમણી,
ચૌટાં ચોસઠ છે વિવેક, ભવ્ય ભોવન દીસે અનેક. ૩૨૪
નગર વસ્તી છે જોજન ચાર, અઢારે વર્ણ વસે છે સાર;
રાજાની છે નિરમળ મતી, પ્રજાને દુઃખ દેવું નહી રતી. ૩૨૫
ગરીબ તણી કરે સંભાળ, ગૌ બ્રાહ્મણ કા'વે પ્રતિપાળ;
મોટાઇ મનમાં નવ કશી, ભકિત ભાવ રૂદે રહી વશી. ૩૨૬
વાડી કુંજર[2]માં બહુ ઠાઠ, ચીત્ર વિચીત્રની તેમાં ભાત;
કેવડો કેતકિને કંથાર, મોગરો માલતી બહુ સાર. ૩૨૭
ચંપો ચંબેલી ડમરો જેહ, જુઇ જાઇ ગુલાબજ તેહ;
ડાડમડી અંજીર આંબાસાખ, માંડવડે લચી રહી દ્રાક્ષ. ૩૨૮
બીજાં ફળ છે બહુ ભાતનાં, સુગંધીદાર ઉત્તમ જાતનાં;

---

૧ પોતે ચંદ્ર ને બીજા તારા. ૨ ફળવાળા ઝાડનો બાગ.

સોક કરે છે ત્યાં કલોલ, એવી વાડી જોતાં સોળ. ૩૨૯
વિદ્યા વિલાસી વિનેચટ ધાવ, કર્યો નગ્રમાં વસવા ભાવ;
ધાવ કહે વિલાસી નાર, જોઇએ ચતુરાઇ આણુ ઠાર. ૩૩૦
કહે ધાવ વિનેચટને તહી, જુઓ ભુવન રહેવાનુ અહીં;
વિને ચટ કહે બેસો તમો, ભુવન જોઇને આવુ અમો. ૩૩૧
એમ કહી આવ્યો નગ્રમોઝાર, ભુવન ભવ્ય દીઠુ ત્યાં સાર;
ચાર માળનો છે અવાસ, વેગે આવ્યો ધાવની પાસ. ૩૩૨
ઘરજોઇ આવ્યા છુ અમો, માટે વેગે ચાલો તમો;
ધાવ સહ વિલાસીનાર, આવી તે ભુવનને દ્વાર. ૩૩૩
મોટુ મંદીર દીઠુ સાર, તેને જોઇને કરે વિચાર;
આતો મુજને પડે સંદેહ, તુ કહે છે જે મુરખ એહ. ૩૩૪
ત્રીજે માળ વિલાસી જાણ, વચલે માળે ધાવ પ્રમાણ;
નિચે વિને ચટ કેરો ઠામ, ધાવ કરેછે ખેળીનાં કામ, ૩૩૫
ખાન પાનનુ સઘળુ સુખ, નહી સંજોગ કે જોવુ મુખ;
પેરે પેર ધાવ પ્રીછવે સહી, વિદ્યાવિલાસી માને નહી. ૩૩૬
કાળ એપના દીન નિરગમે, વિનેચટ શોક ધરે નહી કયમે;
દીન ઉગતે કરે ઉપાય, પેહેરી પોશાકને ચૌટે જાય. ૩૩૭
ભલા લોકનો કરેછે સંગ, કહેવાત સૌને મન રંગ;
ન્યાય સુકવે ભલેરી ભાત, બન્નેને શખે રળીઆત. ૩૩૮
જયાં કોઇથી નવ સુકે રાડ, ક્ષણુ માત્રમાં ભાગે વઢવાડ;
મોહની દેખી મોહ ઉપજે જેમ, વિનેચટ ઉપર રહે સૌ તેમ. ૩૩૯
ચેહેન પડે દેખે જયાહરે, દુઃખ થાય નવ દેખે ત્યાહરે;
વાધ્યો જશ જાણીતો થયો, ઘરનો મર્મ કોઇએ નવ લહ્યો. ૩૪૦
ધાવ બંનેની શેવાકરે, કરી પાક તે આગળ ધરે;
હેઠળ રસોઇ વિનેચટ જમે, ઊપર વિલાસી દીન નિરગમે. ૩૪૧
એક સમે જોડી બે હાથ, બોલી ધાવ વિલાસી સાથ;
શું કહુ તમને ગ્રાુએહ, કાંબાઇ દુઃખ વેઠોછો દેહ. ૩૪૨
દેવ સમક્ષ એને તો વર્યો, હવે કરોન એને પરો;
હાથ આપ્યો તેતો ખરો, તે સાધે તમે પ્રિતજ કરો. ૩૪૩
હવે અવર નર મન નવ ધરો, એનેતો હવે નવ પરહરો;
રાત દિવસ સાને તમે ઝુરો, નવ કરી કહાડો એને બુરો. ૩૪૪
મુરખ તારે મનથી ઠર્યો, બાહાર સઘળાંએ સુઘડ કર્યો;
ચૌટે જાએ ચતુરસુજાણ, સકળ લોકતો કરે વખાણ. ૩૪૫

એ મુજને નવ કહે લગાર, સાંભળી વાત અમોએ બહાર,
વહેલો મુકેછે ભરતાર, તારા કુળનો નહી વેહેવાર. ૩૪૬
ત્યારે વિલાસી બોલીવાણ, હમણાં તુજને આપીસ પ્રાણ;
વાક્ય હવે કહેશો નહી મુખે, રેહેવાદોની મુજને સુખે. ૩૪૭
પુછું ત્યારે કેહેજો કામ, નથી લેતી હુ એનું નામ;
ત્યારે ધાવ બોલીછે મુખે, જેમ ગમે તેમ કરજો સુખે. ૩૪૮
એવું કહી હેઠે ઉતરી, શાક પાક સામગ્રી કરી,
વિનેચટે કરયુ ભોજન, વિનતા વિશે નાવદે વચન. ૩૪૯
પ્રેમ ધરી ચાવેછે પાન, હૃદયથી રહેછે સાવધાન;
કામ દહન વિનેચટ કરે, વિનતા પણ તેવું આદરે. ૩૫૦

## દોહરા.

સાત સંવત્સર વહી ગયા, હેમ પુરીની માંહ્ય;
નવી વાત એક ઉપની, રાજ સભાછે જ્યાંહ્ય. ૩૫૧
તે સમે હેમરથ એમ વદે, પ્રધાન પ્રત્યે વાણ;
મુજ મન ઇચ્છા ઊપની, ખોદાવો નવાણ. ૩૫૨
કરો સોઇ તળાવની, ખોદાવો નગ્રમો મોઝાર;
એ મારગ ધન ખરચવું, ધન છે અપરંપાર. ૩૫૩
વિશુદ્ધ મંત્રી એમ ઓચર્યો, અતી ઉત્તમ એ કાજ;
જે તમ મન ઇચ્છા થઇ, કરવું એ નિશ્ચે આજ. ૩૫૪
જોશી જુગતે તેડીઆ, મુર્ત લાખેણાં લીધ;
તે દિવસે જોગ મળ્યો, કામ કર્યું છે સીધ. ૩૫૫
સલાટ બોલાવ્યા સાતસેં, હતા કારીગર પુર;
તે પ્રધાને મેળવ્યા, વેગે રાય હજુર. ૩૫૬
રાજા કહે એ આદરો, ઉત્તમ કરો એ કામ;
દેખી મન રાજી રહે, જુગમાં ચાલે નામ. ૩૫૭
કરજો પાગ પત્થરીયા, ખોદો મંડલાકાર[1];
મસાલો મન ગમતો માગજો, ઘટે જ્યાં જેવો સાર. ૩૫૮

## ચોપાઈ.

રાય વચન ચઢાવ્યું શીશ, બોળાવ્યા ઓડ દસોદીશ;
ઓડ સાતસેં એકે સાથ, કરે કામ તે હાથો હાથ. ૩૫૯
સેવક હેમરથ રાયતણા, ઉપર તાકિદ કરે છે ઘણા;
ધમધોકાર કામ ચાલ્યું જાય, એટલે આડ દીવરાત્યાં થાય. ૩૬૦

---

[1] ગોળ.

નવમે દિવસે નિપન્યુ કામ, અટકી વાત રહી તે ઠામ;
પ્રભાત પહોર થયો જેટલે, ખોદવા માંડ્યું છે તેટલે. ૩૬૧

## દોહરા.

એક માગોકું ખોદતાં, અચરજ દીઠો ઘાટ;
ભૂમીમાંથી નિસર્યો, તાંબાનો ચોપાટ. ૩૬૨
અઢાર ગજ લાંબો સહી, નવ ગજ પોહોળો જાણ;
ઉપર લેખ લખ્યા તહી, પ્રાચીન તણું પ્રમાણ. ૩૬૩
કામ અટક્યું ત્યાં થકી, જણાવ્યું જ્યાંછે રાય;
પુરપતિ કહે પ્રધાનને, એતે શું કહેવાય. ૩૬૪
રાયે પ્રધાન મોકલ્યો, વાંચી લાવો એહ;
ઘટે તેવું પછીથી કીજીએ, એમાં નહીં સંદેહ. ૩૬૫
પ્રધાન ત્યાંથી પરવર્યો, આવ્યો જ્યાં તળાવ;
મથ્યો મંત્રી ત્રણ ઘડી, પણ પામ્યો નહીં દાવ. ૩૬૬
વંચાય નહી તે કો થકી, અક્ષર કાના માત્ર;
પામ્યો ક્ષોભના મન વિષે, શીતળ થયું છે ગાત્ર. ૩૬૭
મહીપતને કહાવ્યું મંત્રીએ, અક્ષર નવ ઓળખાય;
સંદેશો સુણીને આવીયા, તતક્ષણ પોતે રાય. ૩૬૮
હેમરથ તવ બોલીયો, ભણતર ઊઠી વાટ;
વૃદ્ધ થયો ભુલી ગયો, ન વાંચે મંત્રી પાટ. ૩૬૯
હું હમણાં વાંચું જુઓ, પલકન લાગે વાર;
મંત્રી કેહે મોટા તમો, વિદ્યા ગુણ ભંડાર. ૩૭૦

## ચોપાઈ.

વાંચવા રાય ગયો જાહરે, ગોથાં ખાવા લાગ્યો તાહરે;
લખ્યા લેખ શુધ છે એહ, વંચાય નહીં કારણ શું તેહ. ૩૭૧
ચાર ઘડી એમ કરતાં ગઈ, અક્ષર એક વંચાયો નહી,
પ્રધાન પાસે આવ્યો રાય, પુરપતિ પામ્યો મન લજવાય. ૩૭૨
અરે મંત્રી કહું છું તુને, એમાં સુઝ પડે નહી મુને;
કહે પ્રધાન કહીએ અમો, વિદ્વાન મોટા તેડો તમો. ૩૭૩

## દોહરા.

પંડિત તેડ્યા પુરપતિ, રહેતા નગર મોઝાર;
આડે પો'ર અહમેવમાં[1], અદકો મન અહંકાર. ૩૭૪

---

[1] હું એકજછું.

બાંધતા વાંકાં પાઘડાં, પેહેરતા લાંબા ધોત;
શેલાં ભારી મૂલનાં, બારીક ઝીણું પોત. ૩૭૫
તન ચરચ્યુ રે' ચંદને, પુસ્તક ગ્રુપ પુરાણ;
વાદવિવાદ કરતા ઘણું, એકથી અધીકા જાણ. ૩૭૬
જાણે તે સૌ શાસ્ત્રને, ઉણુ એકે નવ હોય;
એવા પંડિત આવીયા, જુગતે રાજા જોય. ૩૭૭
પાંચસેં તેમાં અધીક જે, ધારે એમાં હામ;
ઘણું વદે તે ડાહ્યરા, કહે હમારૂં કામ. ૩૭૮
અતિ ઉત્તમ મહીપતિ કહે, શાને લગાડો વાર;
ત્યારે પંડીત પરવર્યા, જઇ રહ્યા તેણે ઠાર. ૩૭૯

ચોપાઈ.

વાંચવા માંડે જઇ તે જોઇ, અર્થ એક સરે નહીં કોઇ;
ફરી ફરીને માંડે દ્રષ્ટ, ઉતર્યો અહંકારને પામ્યા કષ્ટ. ૩૮૦

દોહરા.

પંડીત રાજાને કહે, સાચું કહીએ આ ઠામ;
વંચાય નહીં એ અમ થકી, એ જોશીનાં કામ. ૩૮૧
ત્યારે જુગતી રાયે કરી, તેડયો જોશી સાથ;
તેને કહે વાંચો તમો, અવર શું જાણે વાત, ૩૮૨
મંડળ સુર્ય ચંદ્રનાં, તારાગ્રહની ગત્ય;
અગમ નિગમ કરો વારતા, માટે રાખો પત્ય, ૩૮૩

ચોપાઈ.

મા'રાજ અમે કીજીએ કામ, એવું કહી ચાલ્યા તે ઠામ;
ભાત ભાતના અક્ષર ભાળીયા, વાંચે શું મોટા પાળીયા.* ૩૮૪
અર્થ સર્યો નહીં આવ્યા ફરી, રહ્યા હાંકી લજ્યા મન ધરી;
નિચે મુખે આવ્યા જ્યાહરે, મહીપતિ મન એયો ત્યાહરે. ૩૮૫

દોહરા.

જોશી કહે જુલમ ઘણો, એ લેખકનુ કામ;
લહીયા રાયે તેડીયા, હઇયે ધરીને હામ. ૩૮૬
અક્ષર તમો સૌ ઓળખો, આઠે પો'ર અભ્યાસ;
ઓછા અધિકા ને અટપટા, તેની ગત તમ પાસ. ૩૮૭

ચોપાઈ.

જ્યારે રાયે મુખ વાણી કહી, ગયા લહીયા તે વાંચવા સહી;

---

* પથ્થરા.

અજ બુદ્ધિ દોડાવી ઘડી, સુજ કાંઇ તેમાં નવ પડી. ૩૮૮
માન મુકી તેતો આવીયા, માહારાજા અમો નહીં ફાવીયા;
મેહેતાજી મુનસી આવે જ્યાહરે, એ લેખ વાંચે ત્યાહરે. ૩૮૯

## દોહરા.

મેહેતા મુનસી તેડીયા, તેને કેહે છે ભુપ;
ગુરૂ તમો છો જગતના, વિદ્યાનુ સ્વરૂપ. ૩૯૦
સારદા વશતો સર્વેકો, તમ વશ સારદા હોય;
આપે દીલ હારો નહી, નહીં વારે તમને કોય. ૩૯૧

## ચોપાઈ.

જુલમ કોરડો તમારે ધામ, રતન કોરડો હમારે નામ;
વાંચ્યાના રાખી ઓરતા, ચાલ્યા મેહેતા સૌ મા'લતા. ૩૯૨
વાંચી શકયા નહી તેતો કોય, માથાકુટ કરી ઝાઝી તોય;
મહીપતી આગળ આવી કહે તેહ, મુનશી સૌ વાંચશે એહ. ૩૯૩

## દોહરો.

મુનશીને કહે મહીપતી, સારો મારો અર્થ;
કહેતાં પેહેલાં પરવર્યા, વાંચક બની સમર્થ. ૩૯૪

## ચોપાઈ.

વાંચતાં બંધ બેસે નહિ જરી, કરી પ્રતિજ્ઞા ખોટી થઇ ખરી.
મે'લ્યો મન તણો અભિલાષ, ઓસરતા આવ્યા રાજાની પાસ. ૩૯૫
કવીશ્વર કેરૂ એતો કામ, ચાલે નહી હમારી હામ;
રાજા કહે કરૂ એમ અમો, એકાંતે જઇ બેસો તમો. ૩૯૬

## દોહરા.

કવીશ્વર તેડયા કોડથી. તેને કહે છે રાય;
ત્રાંબા અક્ષર વિકટ ઘણા, જુઓ એ તમથી વંચાય. ૩૯૭
ભાષાભેદ જાણો તમે, કવિત કરોછો ક્રોડ;
વાંચ્યાની વિદ્યા ઘણી, જગમાં નહીં તમ જોડ. ૩૯૮

## ચોપાઈ.

કોડે કવીશ્વર ચાલ્યા તહી, શું વાંચે કાંઇ સુજે નહીં;
અમથી સ્વામી નહી સરે કામ, નવ ચાલે એમાં હમારી હામ. ૩૯૯
જોગેશ્વરની એમાં ગતી, તેડયા ભુપે જુગતે જતી;
ઘણા વૃદ્ધ જીરણ છે દેહ, રાજાએ તેડાવ્યા તેહ. ૪૦૦

## દોહરો.

નમન કરી નરપતિ કહે, વિદ્યારૂપ નિધાન;

સૌકો મેહેનત કરી મુઆ, પામો સૌ તમે માન. ૪૦૧

ચોપાઈ.

ધર્મ હંસ જોગેશ્વર જતી, મધ્યે ઘણું ન વંચાયે રતી;
વાંચ્યા વિના તે કેમ કેહેવાય, માગે પરિક્ષા પોતે રાય. ૪૦૨
ઓશીઆળા આવ્યા તે ત્યાંહ, અબોલ્યા રહ્યા મનમાંય;
વજીર દીવાન ડાહ્યા નર જેહ, ચતુર બુદ્ધિ લાયક ઘણું તેહ. ૪૦૩
અર્થ માહરો એકે નવ સર્યો, રાજા બોલ્યો રોષે ભર્યો;
લોક મળ્યા છે નગરના બહૂ, વિનેચટ વિના આવ્યા છે સહુ. ૪૦૪
શા માટે કારણ કેહે એહ, જેને મન નિશ્ચે છે જેહ;
દેવ ભોમી છે અક્ષર દેવ, વાંચે પ્રતક્ષ સારદા તતખેવ. ૪૦૫
હમણાં જઈ વાંચીએ હમે, તેણે કારજ સરે નહી કમે;
ભર્યા શેહેરમાં જાણે જેહ, પુરૂષ પુરો પંકાયે તેહ. ૪૦૬

દોહરો.

દીલગીર થયો ત્યાં ભૂપતિ, સુઝે નહી કાંઈ પેર;
કામ તહી અટકી પડયું, મહિપતી આવ્યો ઘેર. ૪૦૭

ચોપાઈ

સરોવર કામ તો અટકયું સહી, રાજાને મન ચિંતા થઈ. ૪૦૮
મનોરથ મન તણો જે હોય, વાંચનાર મળ્યો નહી કોય;
પાંચ દીવસતો પુરા થયા, પુરપતિ જાતે દુખિયા થયા;
દાંડી પીટાવી ગામ મોઝાર, પ્રધાને કહ્યો જેવો પ્રકાર. ૪૦૯

દોહરા.

વાંચે લેખ સરોવરતણો, સારે મારૂં કાજ;
પરણાવુ મુજ દીકરી, અરધુ આપૂ રાજ. ૪૧૦
વચન એ ફરે નહી, મુખે બોલું જે બોલ;
એના સાક્ષી શ્રી રામજી, સાત પરીયાંનો કોલ. ૪૧૧
પ્રધાન દીલ પ્રસન થયો, એ વાતે સરસે અર્થ;
પડાદાર તેડાવીયા, કહી વાત ત્યાં તર્ત. ૪૧૨

ચોપાઈ.

પડાદાર પૂર મધે ફરે, કહ્યુ રાયે તે ઓચરે,
ગલી કુચી રસ્તો સાર, ચોક ચાવડી[૧] ચકલાં બજાર. ૪૧૩
પોળ શેરી ખાંચાને ખુચ, જ્યા વસે વળી નીચને ઉંચ;
પ્રીતે દાંડી કરે પોકાર, પાછળ લોક વળે હજાર. ૪૧૪

---

૧ ચબુતરો.

અધિક દુઃખ તે મોટુ હોય, વાંચનાર મળ્યો નહી કોય;
દીન બધો ફરતાં વહીગયો, રાજા પાસે આવી રહ્યો. ૪૧૫
રાજા તેને પુછે સહી, વાંચનાર મળ્યો કે નહી;
દાંડીદાર કહે મહારાજ, કાને નવ ધરે કોઇ કાજ. ૪૧૬
રાજા કહે ફિરમી જે વાત, કરજો વળી થયે પ્રભાત;
સાંજ પડેને સાંજ સવાર, દાંડી ફીરે શેહેર મોઝાર. ૪૧૭

દોહરા.

સાત દીવસ એમ સાંમટા, દાંડી ફરતાં સોય;
ત્યાં વગાતો ગામમાં. પ્રગટ થયો નહી કોય. ૪૧૮
તે સમે વિનેચટ ત્યાંહાં, બેઠા ભુવન મોઝાર;
પોકાર કરતો આવીયો, ડંડાદાર તે વાર. ૪૧૯

ચોપાઇ.

વિનેચટ બેઠેલે બારણે, બોલાવી ધાવ તે કારણે;
પુછો તમો એને વેગે કરી. પાછાં આંહે આવોને ફરી. ૪૨૦
ધમ ધબ ધાવ તે પાસે ગઇ, ઉભો રાખીને પુછ્યું સહી;
ત્યારેદાંડી વાળો બોલ્યો એમ, તું અબળા પૂછેછે કેમ. ૪૨૧
તમથીશુસરશે એ કામ. ખોટી કરો શામાટે આમ;
સરોવર અક્ષર વાંચે જેહ. અર્ધ રાજ પૂત્રી પામે તેહ. ૪૨૨
ધાવે વાચા તેની સુણી, તર્ત આવી વિનેચટ ભણી;
ઢુંડીએ વાત કહી જેટલી, વિનેચટને સોંપી તેટલી. ૪૨૩
વિનેચટ કહે વેગે બોલાવ,સુણી વાતને દોડી ધાવ;
ચાલ ઢુંડીઆ આણીવાર. તુજને તેડે મુજ સરદાર. ૪૨૪
ધાવ સંગાતે આવ્યો ત્યાંહાં, ઉભો રહ્યો છે વિનેચટ જ્યાંહાં;
જોડી બેઉ નિજ હાથ, નમૃતાથી બોલ્યો તે સાથ. ૪૨૫

દોહરા.

વિનેચટ વાણી બોલીયો, પડાદારની સાથ;
જઇ કહે તુજ રાયને, કહુછુ જે વાત. ૪૨૬
વિનેચટે વાણી કહી, અક્ષર વાંચુ સત્ય;
પુરણ દેખાડુ પારખુ, જેથી રેહેશે પત્ય. ૪૨૭
પણ પલટાવો રખે તમો, બોલ્યુ અબોલ્યુ હોય;
રાજાનો વિશ્વાસ શો. ઇતબાર ન આણે કોય. ૪૨૮
ઢુંડીવાળો હરખ્યો દીલ વિશે, દરબાર દોડી જાય;
હરખશું પોતે જઇ કહે, સાંભળીયે હો રાય. ૪૨૯

વાંચનાર પેદાથયો, જોયો તેમે આજ;
વિનેચટ નામે સહી, સારે તમારૂ કાજ. ૪૩૦

ચોપાઈ.

હરખ્યો રાજા મનમાં ઘણું, જોવું પારખુ હવે તે તણું;
મોકલ્યો રથ સુવર્ણમય સાર, મોકલ્યા સાથે સેવક દશ ચાર. ૪૩૧
આવ્યા વિનેચટ કેરે દ્વાર, ઢુંઢાવ્યાએ દેખાડ્યુ જે દ્વાર;
અનુચર કહે ભાઇ ઉઠો તમો, તેડવા કારણ આવ્યા અમો. ૪૩૨
વિનેચટ કહે શી છે વાર, રંગે બેશી ચાલ્યો નીરધાર;
વિલાસીએ દીઠો તે સહી, ખડખડી હસી પડી તે તહી. ૪૩૩

દોહરા.

તરૂણી ત્રીજે માળથી, હાસ્ય કરે અપાર;
કામ હવે સરયુ સહી, દીસે રાય ગુમાર. ૪૩૪
છેલ્લે મળ્યો આ પુરખો, જેમાં ઓછી બુધ;
શરીર સુંદર ઓપતુ, જેમ ઉજળુ એટલું દુધ. ૪૩૫
દાસી કહે તમે સાંભળો, જેમાં પાણી હોય;
વાંચનારતો તે લહે, અવર ન જાણે કોય. ૪૩૬

ચોપાઇ

ધાવતું નિશ્ચે કરી જાણ, એશુ વાંચે મોટા પાણ;
ટીટુંડી જાણે જીતુ ગરૂડ, પંડીત જાણે જીતુ મુઢ. ૪૩૭
સમુદ્ર જીતુ જાણે કુપ, તેહ જાણે જીતુ તુપ;
ભૂપ જાણે જીતુ ભગવાન, નિરબળ જાણે જીતુ બળવાન. ૪૩૮
અરે ધાવ એનો છે જોગ, ભૂપતિના કાંલાવ્યા ભોગ;
ધાવ કહે આદરે છે એહ, ચિંતા નવ કરવી તમારે તેહ. ૪૩૯
જેને ચીત બે ચિંતન ધરયુ, પ્રાક્રમ રાખે તે કાંઇ ખરૂ;
ઉગ્યો રવી ઢંકાશે કેમ, આકૃણીએ જણાશે તેમ. ૪૪૦

દોહરા.

વિનેચટ વેગે આવીયો, જ્યાં છે રાજ દ્વાર;
રથથી હેઠો ઉતર્યો, બોલ્યો રાય તે વાર. ૪૪૧
કહો ભાઇ તમે વાંચશો, વિનેચટ કહે છે હાય;
લખ્યા પ્રમાણે વાંચુ હમો, સાંભળજો તમે રાય. ૪૪૨

ચોપાઈ.

પરમેશ્વર એમાં રાખે પત્ય, રખે મેલો રાજાજી સત્ય;
અર્ધ રાજ્ય ઉપર દીકરી, વાચા ચુકો તો પુછે શ્રીહરી. ૪૪૩

કોલ કરાર ત્યાં એવા કરી, આવ્યો હઇએ હીમત ધરી;
મળી મેદનિ લોક અપાર, માંહો માંહે કરે વિચાર. ૪૪૪
સૌને સાંભળવાનું મન, શું વાંચે જોઇએ આદન;
સર્વ જગત જોવાને જાય, તસ નામે તોત્યાં પીલાય. ૪૪૫
હડબડ ગડબડ થાયે ઘણી, કોને વારે નગ્રનો ધણી;
હેમરથ વદે વિનેચટ સાર, હવે શીદ કરોછો વાર. ૪૪૬
રાજાજી હું કહું તે કરો, ભાગો સરવેનો ખરખરો;
પડો વજડાવી પુછો એમ, હું સરખો કોઇ રાખે નેમ. ૪૪૭
જુવો વળી કોઇ પેદા થાય, જેથી લેખ આ વંચાય;
રાયે ઢુંડો ફેરવી ચોપાસ, કોઇ નથી થતું પ્રકાશ. ૪૪૮

દોહરા.

હેમરથ કહે હવે શું જુઓ, તમથી થાશે અર્થ;
તારણ હું કાઢી રહ્યો, વારી વલોવો વ્યર્થ. ૪૪૯
સુણી વિનેચટ સજ થયો, પલક ન લાગી વાર;
વસ્ત્ર અંગેથી ઉતારીયાં, પેહેરી પીતાંબર સાર. ૪૫૦
પય મંગાવ્યું પાંચ મણ, દધી જોતાં મણ એક;
પુજન બહુ પ્રકારનાં, કીધાં વિવિધ વિવેક. ૪૫૧
સમરી પછી સારદા, સમર્યા કૃષ્ણ ગુરૂ દેવ;
પખાળ્યા અક્ષર પ્રથમ, દહી દુધે તતખેવ. ૪૫૨
અબીલ ગુલાલ ને અરગજા, સિંદુર પુષ્પ સમેત;
પુજન પ્રેમે આદરયું, કંકુ ચંદન અક્ષત. ૪૫૩
ધુપ દીપને આરતી, પ્રદક્ષિણામાં મન;
હવે રાય તમે સાંભળો, વિનેચટ વદે વચન. ૪૫૪
સ્વસ્ત શ્રી દેવ પુરાઆંહાં, પુર્વમાં છે ગામ;
ગંગાધર ગીરજાધર, શીવ તણો આ ઠામ. ૪૫૫
પાટ હેઠળ પાંચ ગજ, દ્રવ્યછે અપરમ પાર;
ગણતાં ગણના થાય નહીં, વળી બીજો એક પ્રકાર. ૪૫૬
દક્ષિણ દિશાની બાજુએ, ત્રણ ગજ છે જેહ;
બાંયરૂ ભોળાનાથનું, ભંડારેશ્વરનું એહ. ૪૫૭
ધન જે કોઇ ભોગવે, આવે જે દીન હાથ
સવા સહસ્ત્ર જમાડજો, પ્રીતે જોડાં સાથ. ૪૫૮
હવન હોમ દીપ માલીકા, મહા પુજન તે દન;
અરધું પુન્યમાં વાવરો, અરધું લેજો ધન. ૪૫૯

કરશો લોભ દુઃખ પામશો, જો તમે ઇચ્છો ક્ષેમ;
તે લખ્યા પ્રમાણે ચાલજો, તદબીર કરીને તેમ. ૪૬૦
લખીતંગ એ બાલભટ, દેવ અક્ષર કહેવાય;
પ્રતક્ષ મળે પરમેશ્વરી, તેથી એ વંચાય; ૪૬૧

ચોપાઈ.

વિનેચટે એવું વાંચ્યું જેહ, અચરત સૌને ઉપન્યું તેહ.
કો કહે એતો પાખંડ. કોઇ કહે છે એતો લંડ;[1] ૪૬૨
કો કહે ઠીગ મારયું એહ, મનથી ઉપાસી બોલે તેહ.
કો કહે દેવી તૃપમાન, કો કહે મહા વિદ્યાવાન; ૪૬૩

દોહરા.

વિનેચટ ગુણ વરણાગીયો, આવ્યો સરોવર બાહાર.
વસ્ત્ર પછી અંગે ધરયાં, સજ્યા શુભ શણગાર; ૪૬૪
મહિપતિને મજરો કરયો, સર્યો તમારો અર્થ.
રાજા કહે જોઉં પારખું. નહીતો સઘળું વ્યર્થ; ૪૬૫

ચોપાઈ.

સાચ જુઠ જોવાને કામ, ખોદાવ્યું પછી તે ઠામ,
વિનેચટે કહ્યું જેટલું, મળ્યું જોતાં સર્વે તેટલું; ૪૬૬
જે સ્થળ શીવજી તે સ્થળ ધન, માન્યુ મહીપતિ કેરૂ મન;
ભાગી ભ્રાંતી સૌકો તણી, હોમ હવન પુજન કરી ઘણી. ૪૬૭
પછી કરાવ્યુ બ્રહ્મભોજન, દાન કીધુ ત્યાં અરઘુ ધન;
દીપક માલિકા કીધી સહી, મહા પુજન તો કીધી તહી. ૪૬૮
પ્રભાતે પુરપતિ આવ્યો ગામ. પ્રજા ગઇ પોતાને ઠામ;
હર્ષ સૌકોને અધિકો થયો. વિનેચટ નિજ મંદીર પછી ગયો. ૪૬૯

દોહરો.

પ્રભાતે ઉઠયો પૂરપતિ, પાળવા નિજ બોલ;
અર્ધ રાજ્ય આપી દીકરી, તિલક કરયું કપોલ. ૪૭૦

ચોપાઈ.

પ્રકાશથઇ પછી પુરમાં પેર, વિનેચટ આવ્યો નિજ ઘેર;
બેઠો સુખાસન મોઝાર, નકી પોકારે છે ચોબદાર. ૪૭૧
સાતસે શેવક આવ્યા અવાસ, ચમર ઢળે તેને ચોપાસ;
તતક્ષણ ધાવ તે ઉપર ગઇ, વિલાસી આગળ વાતજ કહી. ૪૭૨
અરે બાઇ ધરોમન ઉલ્લાસ, પ્રીતે આવો પીયુની પાસ;
મુરખ મુરખ કહેતાં'તાં જેહ, પુરપતિને ગમીયો તેહ. ૪૭૩

---

[1] લુચ્ચો.

પાંચ્યા લખ સરાવરતણા. તેમાં રહી નહીં કશા માણા;
હવણાં વાંચી આવ્યા અહીં, વિદ્યાવંત ગણાયા તહીં. ૪૭૪
અર્ધું રાજય આપી દીકરી, પડી વાત વાંચી તે ખરી;
માન પાનથી આવ્યા ઘેર. તેતો તમે નિરખો સૌ પેર. ૪૭૫
ઠામ ઠામ જશ એના ગાય. હમણાં શેવક મુકી જાય;
વિનેચટની વળી એ ક્ષાત. નથી કરતા ખડાઈની વાત. ૪૭૬
એણે વારતા એહવી કહી. વિદ્યા વિલાસી માને નહીં;
એમ કહી તું મુકે પગ. એ પાણીએ નહીં ચઢે મગ. ૪૭૭
સૌ કહે એને ચતુર પુર્ષ, મારે મન વસ્યો એ મુર્ખ;
નવકુલ નાગ જો સ્વર્ગે વસે, દેવતા સૌ પાતાળે ધસે. ૪૭૮
પશ્ચિમ દિશાએ ઊગે ભાણ. એહવી વારતા એ સૌ જાણ;
વનરાજે કીધું વનતાજ, કાંગીડો ત્યાં કરે છે રાજ. ૪૭૯
વિદ્યાવાન અળગા સૌ રહ્યા. મુરખ જાતે પંડીત થઈ ગયા;
પ્રપંચ જાણું એતો સહુ. બીજીવાર ઠગાઈ કેમ જઉં. ૪૮૦
રાજાએ કીધું જેટલું. કારણ હું જાણું તેટલું;
એમાં શુ સમજાવે રાય. લોભે લક્ષણ જોતાં જાય. ૪૮૧
નરતાપ કરી એને તે વડે. એની કીર્તિ તે મુજ વડે;
રૂપવંત જાણી રાખે પાસ, લેવા રાખે મુજધન આશ. ૪૮૨
રાજાએ માન્યો જેહને. કમુલ કોણ નાકરે તેહને;
મન મારૂ તો માને નહીં, જે કહેવું તે તું કહી રહી. ૪૮૩
જાઓ કરો જઈ ઘરનાં કામ. હું મારે બેઠી છું ઠામ;
વચન વિલાસીનું મન ધરી, પછી ધાવ હેઠે ઉતરી. ૪૮૪
પ્રાતઃકાળ સમો જવ થયો. વિનેચટ રાજ સભામાં ગયો;
આપ મનમાં સમજી રહી. ઘરની વાત કોને નવ કહી. ૪૮૫

છપ્પો.

પરઆગળ કહેતાં વાત. માનને માન ગમાવે;
પર આગળ કહેતાં વાત, અર્થ એકે નવ આવે;
પર આગળ કહેતાં વાત. કૂળ હાથે લજાવે;
પર આગળ કહેતાં વાત. ભાર ઘરનો નીજ જાવે;
બાંધી મુઠી લાખની, શામળ મન સમજી રહો;
ડાહ્યા પુરૂષ દીલમાં ગ્રહી, રખે બારે કોને કહો.

દોહરા.

એણી પેરે વિનેચટ તહીં, નિરગમે છે નિજદન;

મહીપતિ માનેછે ઘણું, મનથી રહે મગન. ૪૮૬
એક દીવસને અવસરે, બની વીપરીત વાત;
વિનેચટ ઘેર આવ્યો સહી, નાપિક નરપત સાથ. ૪૮૭
વતું કરાવ્યું વાળંદ કને, કીધું અંગ મરદન;
સ્નાન કર્યું ઉષ્ણોદકે, બેઠો કરવા ભોજન. ૪૮૮

ચોપાઈ.

વાળંદ ત્યાંથી નિસર્યો બા'ર, વિલાસીએ દીઠો તેવાર;
પોતે તેડી ઉપર ધાવ, વાળંદને વેગે બોલાવ. ૪૮૯
ધાવ બોલાવા વેગે ગઇ, બેઠી નારી ચકમાં જઇ;
એ આગળ એક આસન ધર્યું, સાવચેતન પોતાનું કર્યું. ૪૯૦
ચિત્ર વિચિત્ર શોભે છે માળ, અતિ ઉત્તમને ઝાક ઝમાળ;
જાણે બેઠી છે વિજળી, કે ફાનસમાં બળે દીવડી. ૪૯૧
ચકમાં ચતુરા શોભે જહી, ધાવ વાળંદને લાવિ તહીં;
લટકો મટકો આવતો કરે. શીર પાઘ વાંકી લઇ ધરે. ૪૯૨
મરડે મુછો ફેરવે હાથ, પોસાક સમારે ચતુરાઇ સાથ;
મનમાં મોટો કરે વિચાર. કયમ તેડે મુજને એ નાર. ૪૯૩
હું જાણું કંઇ અર્થ એ તણો. મુજમાં ગુણ કાંઇ દીઠો ઘણો;
માહરી ચતુરાઇ માહરાં ચે'ન, મારૂ શરીર મારાં મુખ વેણ ૪૯૪
બની ઠણી રાખુ શુભ સાજ, તેનો અર્થ આવ્યું સૌ આજ;
શુ જાણીએ શો હશે લાગ, કંઇક ભળીયુ મારૂં ભાગ્ય. ૪૯૫
ચાલતો ડોલે ઝાઝો જેમ, મરકટે મદિરા પીધાં તેમ;
અનેક એવા કરે છે એલ, વાળંદને વળી બેઠા ન્હેલ. ૪૯૬.

દોહરો.

એમ વિચારતો મન વિષે, નેન મહિલાની દીશ;
દાદર આગળ આવતાં, અફળાયુ નિજ શીશ. ૪૯૭

ચોપાઈ.

પામ્યું શરીર પછી સંતાપ, મનમાં પોકાર્યા નિજ બાપ;
બોલી ધાવ કરી બહુ રીશ, આંધળા જોને પ્રત્યક્ષ છે દીશ. ૪૯૮
એમ કરતાં પછી આવ્યાં ત્યાંહ્ય, વિલાસી વિનતા બેઠી જ્યાંહ્ય;
ચક આગળ મેલ્યો છે પાટ, બેઠો તે ઉપર કરી ઠાઠ. ૪૯૯

દોહરો.

ચકમાંથી કાઢો સહી, કમળ સરીખો હાથ;
સામુ જોઇને નખ લે, બોલી ધાવ તે સાથ. ૫૦૦

નાપિક નખ ઉતારતાં, વેડે વ્યાકુળ થાય;
ત્રાસનો માર્યો તે વળી, મુખથી નવ બોલાય. ૫૦૧
આંબા મોહોર સરીખડા, કસ્તુરીની બેહેક;
જતન કરી તેને ઘણું, લઇને ચાલ્યો લેહેક. ૫૦૨

ચોપાઇ.

જેના ઘરમાં આવી નાર, ધન્ય ધન્ય તેનો અવતાર;
કામની એહવી જોતાં કહીં, ભુતળમાં કંઇ ભાળી નહીં. ૫૦૩
એ કામની મુજને ક્યાંથી મળે, પણ કામ નિપજે કંઇ એક છળે;
અધિક પાંસળી ઓછી જાત, સોની સહસ્ત્ર કરે જઇ વાત; ૫૦૪

છપો.

વાળંદને ઉર વાત, રહે નહિ છાની છપની;
વાળંદને ઉર વાત, રહે નહિ ખોટી ખપની;
અઢાર વરણુએહ, અતીશે જાતજ ઓછી;
નાગણુ પુન્ય કે પાપ, છકે તેની મતિ છોછી;
શામળ શીખદે સર્વને, દેશ વાગશે દુંડિઓ;
જેવાળંદ આગળ વારતા, કહી રૂડીકે ભૂંડિઓ;

ચોપાઇ.

મનસુબો મન કીધો ઘણો, કહ્યો અંકોર રાયને તતણો;
ત્યારે અધિપતે તેડયો એકાંત. ભાગી મંન તણી તે ભ્રાંત. ૫૦૫
કહુ વધામણીનુ એક કાજ, વિનેચટ ઘેર ગયો હુ આજ;
કરી હજામત રૂડી પેર, અલૌકિક અબળા એને ઘેર. ૫૦૬
શું હું જાણુ તેતો રાજ, તેડયો નખ લેવાને કાજ;
નખ નિરખણુ કરો તેહનુ, પછી તોલ કીજે એહનું ૫૦૭
વાદળ વીજળી ચમકે જેમ, વિનેચટ ઘેર વિલાસી તેમ;
એમ કહી આપ્યા છે નખ, રાજાએ દીઠા પ્રત્યક્ષ. ૫૦૮

દોહરો.

નાપિક નખ આપી ગયો, મનમાં થયો મગન;
વિબુદ્ધ મંત્રીને તે સમે, કહે એમ રાજન. ૫૦૯

ચોપાઈ.

ચતુરા એ ચંપાનો છોડ, જોયાનાછે મુજને કોડ;
નાપીક નખ લઇ આવ્યો અહી, વિનેચટ ઘેર શામાછે સહી, ૫૧૦
પૃથ્વીમાં એનો અવતાર, દેવાંગના અપસરા સાર;
એકવાર જોઉ એનુ રૂપ, ત્યારે જંન્મ સફળ કહે ભુપ. ૫૧૧

મુજ મન આને નહી વિચાર, એ માહરી પુત્રીને ડાર;
તેહને જોવા કીજે સંચ, પ્રધાન કાંઈક કરો પ્રપંચ. ૫૧૨
વિબુધ તવ વાણી વદે, ધરજો રાજા કહું તે રૂદે;
વાત ઉઘાડીતો નવ થાય, નીચ બુદ્ધિ તેમાં કેહેવાય. ૫૧૩
વિનેચટ અહીં આવે જેટલે, હાસ્યથી વાત કરીશું તેટલે;
શક પડે નહીને થાશે કામ, સાંભળજો તમે બેઠા મામ. ૫૧૪
બોલું હું રૂડી રીત ભાત, જેમ માને એ સાચી વાત;
રાય પોતે ઇચ્છેછે એમ, જોવા મંદિર રાખે નેમ. ૫૧૫
તમ ઘેર રસોઈ કાલેસાર, રાય જમે પીરસે તમનાર;
માટે પૂછીએ એહ અમો, પરણ્યા કે કુંવારા તમો. ૫૧૬
પરણ્યા પેહેલાં ભોજન કરે, પરણ્યા પછી ભંડાર ભરે;
એહવી વાત કરીશું અમો, જોવા પુત્રી પધારો તમો. ૫૧૭
એહવી કહી પ્રધાને વાત, વીતી રાતને થયો પ્રભાત;
વિનેચટ આવ્યો એજ ચહી, સભા મધે બેઠો તે ઘડી. ૫૧૮
બહુ માન દીધું છે તહી, પ્રધાન વાત બોલ્યો છે સહી.
વિનેચટે મર્મજ નવ લહ્યો, કહે વાત મુખેથી કહ્યો. ૫૧૯

## દોહરો.

વિબુધ વળતું બોલીયો, સુણો વિનેચટ આજ;
ભોજન કરવા તમ ઘરે, ઇચ્છા કરે મહારાજ. ૫૨૦

## ચોપાઈ.

રાજા આગળ કરીતી વાત, તે સર્વે કરી વિખ્યાત;
તમારી સ્ત્રીને લીલાવતી, ભેદાભેદ કાંઇ ગણતા નથી. ૫૨૧
ઉલટ મન ધરે એ રાય, તમ ઘર જમવાનો મહીમાય;
વિનેચટ વિચારે મન સાથ, ઘરની કો જાણે નહી વાત. ૫૨૨
વાત કરૂં એ આગળ આજ, તોતો મુજને લાગે લાજ;
ચાલે છે કેવું મુજ ઘેર, તેની કેમ કેહેવાયે પેર. ૫૨૩
એવી મન વિમાસણ કરે, અર્થ હવે તે કઇ પેરે સરે;
ના કહુ જો આણી વાર, જાય મારો લાજેણો ભાર. ૫૨૪
હા કેમ કેહેવાયે અહી, વિલાસી કામ કરશે કેમ નહી;
બેઉ તરેનું પ્રગટયું દુઃખ, વિનેચટનું ઉતર્યું મુખ. ૫૨૫

## દોહરો.

વિબુધ વળતું બોલીઓ, વિનેચટ પ્રત્યે એમ;
શું વિચારો મન વિષે, ચુપ રહ્યાછો કેમ. ૫૨૬

વિનેચટ કહે મંત્રી સુણો, હુ મન હરખ્યો આજ;
મંદીર આવે મહીપતિ, તો રૂડાં થાયે કાજ. ૫૨૮

## ચોપાઈ.

વિનેચટ વળતાં વાણી વદે, મંત્રી કહુ તે ધરજો હૃદે;
માહરે મન ઇચ્છા એ હતી, વાત એ પુરી ભાવતી. ૫૨૮
આજ પુરૂ હતું મુજ મંન, તેવું બોલ્યા છે રાજંન;
એક એકના દીલમાં સાર, સરખો ઉપન્યો છે વિચાર. ૫૨૯
અમ ઘેર આજ તમે ભોજન કરો, અમ ઉપર કૃપા મન ધરો;
આવ્યો આમંત્રણ દેવા કાજ, ઇશ રાખી મારી લાજ. ૫૩૦
આજ નોતરૂ દઇએ અમો, કાલે વે'લા પધારો તમો;
એવું કહીને વિનેચટ જાય, વિમાસણતો ઝાઝી થાય. ૫૩૧
રાજાને તો તેડ્યો સહી, ઘરની વાત નવ જાયે કહી;
વિનેચટ આવ્યોછે ઘર માંય, હૈયાનું દુઃખ કોને કેવાય. ૫૩૨
ચિંતાતુર મુખ દીઠું સહી, વળતી ધાવે વાણી કહી;
સાંભળો વિનેચટ મહારાજ, તમ મન દુઃખ થયું શું આજ. ૫૩૩
કહો વારતા તમ મનતણી, દીલગીર દેખુ તમને ઘણી;
વળતી વિનેચટ કહેછે વાત, કહ્યું માંડી સર્વે સાક્ષાત. ૫૩૪
કહ્યું કરે નહીં એ અમ તણું, તે માટે દુઃખ લાગે ઘણું;
આવે રાજા નિશ્ચે જાણ, રાંધી પીરસે તેને કોણ, ૫૩૫
હું ગયો સભાની માંય, પ્રધાને કહ્યુંછે ત્યાંય;
ઇચ્છા થઇ રાજાને મંન, તમ ઘેર કરવાને ભોજંન. ૫૩૬
કાલે રાજા આવશે સહી, એવી વાત પ્રધાને કહી;
તેની મેં તો કહી છે હાય, પણ હવે શો કરવો ઉપાય. ૫૩૭
જો પીરસે રાજાને આજ, તો તો માહરી રેહેશે લાજ,
નહી પીરસે તેહ પ્રમાણ, તો નિશ્ચે માહરે તજવા પ્રાણ. ૫૩૮

## છપ્પો.

વચને રાય હરિશ્ચંદ્ર, નિચ ઘેર પાણી ભરીયાં;
વચને પાંડવ વન, વર્ષ તેર નિર્ગમીયાં,
વચને રાવણ રાય, જીવતાં સીત ન દીધી;
વચને ત્રીભોવનનાથ, બળીની શેવા કીધી,
પુરૂષ વચન પાળે નહીં, બોલ્યું જેનું મિથ્યા થશે;
શામળ કહે વચન બે વચની થવે, નકી નર નરકે જશે.

ચોપાઈ.

રસોઇ કરે વિલાસી નાર, પીરસે પોતે હાથે સાર;
એહવું ઇચ્છે છે ભૂપાળ, આવે જમવા કાજે કાલ. ૫૩૯
કહેજે આપણા તમારી જેહ, પુત્રી સમાન ગણું છું એહ;
પીરસે એને જો આજ, તો રહે મુજ લાખેણી લાજ. ૫૪૦
વિનેચંદ વળી બોલ્યો વાણ, સાંભળ ધાવ ચતુરસુજાણ;
દુઃખ મુજને ઝાઝેરૂં થાય, કોના આગળ જઇ કેવાય. ૫૪૧

છપ્પા.

નારી વશ જે નાવ, બુદ્ધ તેની તો બાળો,
નારી વશ જે નાવ, લેખ કર્મનો કાળો,
નારી વશ જે નાવ, દુઃખડું મોટું તેને;
નારી વશ જે નાવ, સુખ પડે નહી એ'ને,
વળી નારી વશ જે નાવ છે, નિચ પંથે તેતો ચડે,
શામળ કહે નરનાર વશ, સુજ સારી નવ પડે.
કામનીને વશ કંથ, વચન પળે નહી તે'નું,
કામનીને વશ કંથ, નુર વધે નહી એ'નું,
કામનીને વશ કંથ, દશરથે કેરજ કીધો;
કામનીને વશ કંથ, સુતને વનવાશજ દીધો;
વળી કામનીને વશ કંથડો, વચન તેનું નહીં પળે,
શામળ કહે સાચું જાણજો, મહીમા તેનો નવ મળે.

ચોપાઈ.

માટે મહિમા જાશે આજ, લાખ ટકાની ખોઇશું લાજ;
રાજાને જો પીરસે સાર, તોતો મારૂં સરસે કાર. ૫૪૨
હેમરથ વિણ આવે નહિ કોઇ, પીરસે જો કરી રસોઇ;
હા કહી આવ્યો છું હું ત્યાંય, વિપરીત વાત છે ઘરની માંય. ૫૪૩
દુઃખ એતો મુજને થયું, કામની એતો નવ જાયે કહ્યું;
તે માટે હું દુઃખીઓ ઘણું, હવણાં દેહ મારો હું હણું. ૫૪૪
રજનિ જોતામાં વહી જશે; કાલે ભુપ ભુવન આવશે;
ધાવ કહે સાંભળો મુજ વાણ, જઇને કહુછું હું એ પ્રમાંણ. ૫૪૫
એવું કહીને ઉપર ચઢી, વિલાસી પાસે ગઈ તે ઘડી;
ધાવ મુખથી બોલી સહી, મારૂં વચન ઉથાપો નહી. ૫૪૬
કરવું પડશે લક્ષ વશાય, ચાલે નહી કહ્યાથી નાય;
વિલાસી બોલી પોતે તેહ, વળીશું કારણ છે એહ. ૫૪૭

રાજદ્વાર વિનેચટ ગયા. રાજાયેતો બોલજ કહ્યા;
ભોજન કાજ આવું તમ ઘેર. વિનેચટને કરવી શીપેર. ૫૪૮
નારી પીરસે જો તમ તણી. કાલે આવે રાયતુજ ભણી;
કરો રસોઇ તમે રૂડી પેર, પીરસો આણી મનમાં મે'ર. ૫૪૯
ઘરમાં જેમ ગમે તેમ હોય, બીજું બાહાર ન જાણે કોય;
બાઇ આપ્યો એને હાથ. જેવા તેવા તમારો નાથ. ૫૫૦
ઇજ્જત તેની જો નવ રહી, તો લક્ષ વશા તમારી ગઇ;
કહે ધાવ સાંભળરે નાર. શુ જોઇને કર્યો ભરતાર. ૫૫૧
વળી એનો નવ કરવો સંગ, રંગમાં કીધો તેં ભંગ;
એ વાતે તુજને લાંછન, એમાં માને નવ મુજ મન. ૫૫૨
કરો કામ એ ચિતમાં ધરી, બીજુ નહીં કે' તમને ફરી;
વિલાસી નવ બોલી મુખ, શામાટે મૃજનેદે દુઃખ. ૫૫૩
રાજાને પીરસું નવ સહી, ભાર મુરખનો રાખું નહીં;
તે માટે માહરે નહી કામ, તું બેશો રહે તારે ઠામ. ૫૫૪
ધાવ કહે મુરખ એ નથી, રાજા કેમ માને સર્વથી;
તુ કહેછે ચતુર એ ઘણો, શક ભાગું તારા મન તણો. ૫૫૫
પીરસું કરીને કલ્લોલ, જવ મુજ સરખો લાવે સોળ;
તારે ધાવ એમ બોલી તહીં. તારી જોડતો જુગમાં નહીં. ૫૫૬
વાત કરોતે સર્વેવ્યર્થ, એથી કાંઇ સરે નહી અર્થ;
તું તારે જઇને કહે તહીં, ચતુર હશે તો લાવે સહી. ૫૫૭
આવી ધાવ વિનેચટ પાસ, જઇ મુકયો ત્યાં નિરવાસ;
ધાવ કહે સાંભળ મહારાજ, કેઇ પેરે થાશે એ કાજ. ૫૫૮
વિનેચટ મુખ બોલ્યો તહીં, તમને ના કેઇ રીતે કહીં;
ધાવ કહે બોલીએ બોલ, મુજ સરખા સ્ત્રી લાવે સોળ. ૫૫૯
રાજાને હું પીરસુ સહી, એ વાત વિલાસીએ કહી;
વિનેચટ કહે સુધર્યુ મુજ કામ, એવું કહી ગયો તે ગામ. ૫૬૦
જુજવા સોળ લીધા સણગાર, આવ્યો ઘેર નવ લાગીવાર;
જુજવાં રૂપ એથી બદલાય, ધરે અંગ તે નવ ઓળખાય. ૫૬૧
એક છાબ મધ્યે તે ધરી, મંદીર આવ્યો પાછો ફરી;
મંદીરમાં આવ્યો તે તહી, ધાવને બોલાવી સહી. ૫૬૨
શામા કંન્યા લાવ્યો સોળ, વિનેચટ વળતો બોલ્યો બોલ;
આ છાબમાં સોળે ખરી, લેઇ ચાલીપછી સુંદરી. ૫૬૩
કહે ધાવ બુદ્ધિહીણુ બાળ, લાવ્યો બાપ તણું કપાળ;

વિલાસી કહે તે સાચું સહી, આ બુદ્ધિએ તુને માને નહીં. ૫૬૪
તારી સુજે ત્યાં હુ જાઉં, કુજેત રૂડી પેરે થાઉ;
વિનેચટ તવ બોલ્યો બોલ, વિલાસી કરશે એનુ તોલ. ૫૬૫
મુરખમાં તુતો નવ ઠરે, ક્રોધ મુજ ઉપર નહીં કરે;
ધાવે છાબ કર માંહે ધરી, બીતી બીતી ચાલી સુંદરી. ૫૬૬
તમે ફરમાવ્યું જેહ, લાવ્યો છે વિનેચટ તેહ;
જોઈને બ્યાપોછે કલ્લોલ, લાવ્યો સહી એ અબળા બોલ. ૫૬૭
ધાવ પ્રત્યે વદે વચન, તે સારૂ કેમ માને મંન;
ચતુર કોઈને પુછી એમ, કહ્યા પ્રમાણે કીધું તેમ. ૫૬૮
મુખથી જે બોલીછું વાણ, તે માહરે કરવું પ્રમાણ,
કાલે તે આદરીશું જાણ, બોલી વિલાસી તે વાણ. ૫૬૯
મોકલવો એને ઘરબા'ર, એનું મુખ નવ જોવું સાર;
હરખે ધાવ હેઠે ઉતરી, વિનેચટ પ્રત્યે તે ઉચરી. ૫૭૦
બોલ્યાનુંતો બહુ જ રહ્યું, વિદ્યા વિલાસીએ હા કહ્યું;
એક કામ તમે કરજો સહી, કાલે ઘરમાં રહેશો નહીં. ૫૭૧
ભોજન કરી રાજા ઘેર જાય, ઉપર પાછો વિલાસી પલાય;
પછી સુખે આવજો નિજ ધામ, વિનેચટ કહે કરશું એ કામ. ૫૭૨
એમ કરતાં ગયો તે દન, સભા મધ્યે બેઠો રાજન;
વિનેચટ ઘરનો જોતો વાટ, પછી વિલાસી કરેશે ઘાટ. ૫૭૩
હેઠી ઉતરી તેણીવાર; વિનેચટ સધવ્યા બાહાર;
ઘર મધ્યે રચના વિશાળ, સોળ દ્વારને એક પરસાળ. ૫૭૪
તે ઠેકાણે લાગજ જોઈ, વિલાસીએ ત્યાં કરી રસોઈ;
બત્રીસ ભોજન ચોસઠ શાક, નાના વિધે પકાવ્યા પાક. ૫૭૫

## દોહરો.

વિલાસી વળતું વદી, હવે જાનીતું ધાવ;
હેમરથ રાયને વળી, વેગે તેડી લાવ. ૫૭૬

## ચોપાઈ.

વેગે દાસી આવી ત્યાંય, હેમરથ વાટ જુએછે જ્યાંય;
કહે ધાવ ચાલો મહારાજ, વાર નથી કહેછે રાજ. ૫૭૭
છડી અસ્વારી એ ચાલ્યો સાર, સાથે નવ રાખ્યો પ્રતિહાર;
ધાવે ખબર જઈ આગળ કરી, હેમરથ આવે સુંદરી. ૫૭૮
વિનતાએ આસન માંડ્યું જ્યાંય, વસ્ત્ર ઉતારી બેઠો ત્યાંય;
ઉષ્ણોદક આપ્યું શુભ સાજ[૧], સ્નાન નિર્મળ કરવાને કાજ. ૫૭૯

---

૧ સામન.

દોહરો.

અંગોળ કર્યું ઉગણુદકે, તેલ ફુલેલ મર્દન;
સેવા વિષે ધાવ રહી, આપે સર્વે સામન. ૫૮૦

ચોપાઈ.

નાહી કરી ઉઠ્યા નિરધાર, પિતાંબર પેહેર્યું શુભસાર;
પાવડીએ ચડી આવ્યા ત્યાંહ, બેઠા આસન માંડ્યું જ્યાંહ. ૫૮૧
આગળ માંડો સોવર્ણ થાળ, સોલ કચોલે બાંધી પાળ;
હસ્ત પક્ષાલન[1] આપ્યું સાર, વિવેકથી પીરસે છે નાર. ૫૮૨
બબે વાનાં પીરસે સહી, જુજવે દ્વારથી નિસરે તહી;
પેશીને તે પાછી વળે, બીજે બારણેથી નીકળે. ૫૮૩
તજે વસ્ત્રને તે શણગાર, ઉતારી મુકે અબળા સાર;
ચાર ચાર વાનાંનાં શાક, પીરસે કેમ આણી સૌ પાક. ૫૮૪
પ્રેમદા પછી આવે પરસાળ, પોશાક બીજે ધરે તતકાળ;
શણગાર વસ્ત્ર જે ત્રીજે સહી, ધરી ત્રીજે દ્વારે આવી તહી. ૫૮૫
વળી શાક મૂક્યાં ત્યાં ચાર, પાછી ફરી નવ લાગી વાર;
સર્પ કાંચળી તજેછે જેમ, અબળાએ આચર્યું તેમ. ૫૮૬

દોહરા.

ચતુરા ચોથે દ્વારથી, નિકળી તેણી વાર
જુકતેથી પીરસ્યાં તહી, શાક અનુપમ ચાર ૫૮૭
પાછી આવી પરસાળથી, નવો ધર્યો શણગાર;
ચાલી ચપળા ચોંપથી, આવી પાંચમે દ્વાર ૫૮૮
વેષ ધરીને નવ નવા, આવે ઠારે ઠાર;
અથાણાં રૂડાં રાયતાં, પીરસે અપરમપાર. ૫૮૯

ચોપાઈ

પુર્ણ પ્રકારે પીરસે સહી, વસ્તુ એકે ઓછી નહી;
બબે વાનાં પીરસી વળી, સોળ બારણેથી નિકળી. ૫૯૦
પીરસેને વળી પાછી ફરે, બીજે બારણેથી નિસરે;
બીજે દ્વાર બીજે શણગાર, ધરે ચતુર વિલાસી નાર. ૫૯૧
એમ જુજવા કર્યા શણગાર, રાજા નવ જાણે વિચાર;
રાજા મન વિચારે તેહ, સોળે સરખી દિસે દેહ. ૫૯૨
દેખી મન વિમાસણ થાય, એ વિચાર કળ્યો નવ જાય;
એક છેકે સોળે સહી, ભ્રાંતી મનમાં એવી થઇ. ૫૯૩

---

૧ હાથ ધોવાનું પાણી.

જમી કરી ઉઠ્યા મહારાજ, નવ સરીયું પોતાનું કાજ;
હેમરથ હૈયે પડયો વિચાર, હશે કેઇ વિલાસી નાર. ૫૯૪
વિનેચટ દાસે કરતો કલ્લોલ, એ ઘેર જોતાં અમળા સોળ;
ભલો ભાગ્યશાળી એ ભૂપ, એથી અધીકું એનું રૂપ. ૫૯૫
ભોજન કરવું ભુલી ગયો, મન માંહે વિચારજ થયો;
આવ્યો હું જે ધારી અર્થ, તેતો સઘળું ગયું છે વ્યર્થ. ૫૯૬
સોળ સાથે મારે નહીં કાર, જોવી એક વિલાસી નાર;
જોવામાં તે આવી નહી, રાયે વાત પકડી છે તહી. ૫૯૭
દુધ સાથ કીધું ભોજન, હસ્ત પક્ષાળી ઉઠયો રાજન;
સેવરધન સોપારી સાર, એલચી લવીંગ તજ અપાર. ૫૯૮
ઉપર આપ્યાં બીડાં સહી, રાજાનુ મન માને નહી;
રાજાએ લીધો મુખવાસ, નારી જોવા ઊપન્યો ઊલ્લાસ. ૫૯૯

દોહરા.

વિનેચટ ત્યાં આવીયો, રાયને કર્યો જુહાર;
સોના સુરજ ઉગીયો, ભાગ્ય મુજ અપાર- ૬૦૦
ધન દહાડો ધન ઘડી, ધન જોતાં આજાગ;
મુજને માન મોટું મળ્યું, પામુ કયાં એ લાગ. ૬૦૧

ચોપાઈ.

આજ્ઞા માગી વિનેચટ તણી, હેમરથ આવ્યો ઘરભણી;
પ્રધાન પુછેછે મહારાજ, સિદ્ધ થયાં તમારાં કાજ. ૬૦૨
રાજા બોલ્યો મુખથી સાર, ઓળખી નહી મેં એતો નાર;
નારી ત્યાં હુતી સોળ, સૌએ સરખી કુમ કુમ લોલ. ૬૦૩
વિલાસી તેમાં કઇ નાર, નાર્યકિ કહો જે સાર,
કરો ઉપાય ખોજે કંઇ જેમ, વિલાસી નારી નિરખું તેમ. ૬૦૪
કાજ સરે નહી તું થી જાહરે, આવે શે કામે માહરે;
એ કારજતો સારે જેહ, પ્રધાન બનાવું હુતો તેહ. ૬૦૫
મંત્રી કહે જોડી બેપાણ, કામ કરૂં એતો નિરવાણ;
જોવી કોઇ પેરે એકાંત, જેથી ભાગે મનની ભ્રાંત. ૬૦૬
કાલે રાખું એનો મેળ, નવીન રચુછુ હું એક ખેલ;
નવ જાણે કોઇ જરાય, વળી આપણું કારજ થાય. ૭૦૭

દોહરા.

વિપ્રબુદ્ધ વિનતી વદે, સાંભળજો મહારાજ;
જો તમ ઉલટ ઉપજે, પુત્રી જોવા કાજ. ૬૦૮

વિનેચટ અહીં આવે સહી, જ્યારે સભા મોઝાર;
એક મુખથી બોલજો, જે કહું છું પ્રકાર. ૬૦૯
લગ્ન દીવસ થોડા રહ્યા, માટે કહું છું વાણ;
અમકુળ એવી રીતછે, ઇચ્છો જો કલ્યાણ. ૬૧૦
નગર બા'ર વાડી વિષે, દેહેરૂં છે એક સાર;
ચંડીકા માતા તણું, છે ભવાનિ ઝાતકાર. ૬૧૧
કુળ રીત નવ કીજીએ, તો દુભાશે માત;
વિનેચટ આવે જ્યાહરે, ત્યારે કેજો વાત. ૬૧૨
એવી જુક્તિ કરી રહ્યા, રાજાને પ્રધાન;
વિનેચટ એવે આવીયો, રાયે દીધાં માન. ૬૧૩
બેઠા અર્ધ આસન વિષે, બોલ્યા પછી રાજન;
વિનેચટજી તમે સાંભળો, કહું એક વચન. ૬૧૪
અમ કુળની જે રીતછે, કેહેશે તે પ્રધાન;
વિશુદ્ધ મંત્રી જે કહે, તે ધરજો તમો કાન. ૬૧૫
બેઉ બેઠા એક આસને, વિનેચટને રાય;
હાસ્ય વિનોદ કરે બહુ, મંત્રી બોલ્યા ત્યાંય. ૬૧૬
વિનેચટ તમે સાંભળો, કહું હું ઉત્તમ કામ;
કર્યા વિના ચાલે નહીં, મનસુ ધરીને હામ. ૬૧૭
લગન દીવસ થોડા રહ્યા. વચમાં દિનજ સાત;
રાજા કુળની રીત છે, ગોત્રજ દેવ્યા સાક્ષાત. ૬૧૮
આકરી તેતો ઘણી, અવળાનું સવળું હોય;
સવળાનું અવળું કરે, નવ છેડે તેને કોય. ૬૧૯

## ચોપાઈ.

નગર બા'ર વાડી છે જ્યાંય, ચંડીનું દેવળ છે ત્યાંય;
નગર દેવી કુળ દેવી સહી, બોલતા લોપાએ નહી. ૬૨૦
વિનેચટ કહે જે હોએ રીત, કરીએ તે આણી બહુ પ્રીત;
પ્રધાન વળતો બોલ્યો વાણ, કામ એક કરવું પરમાણ. ૬૨૧
વિદ્યા વિલાસી આવે તે ઠાર, સંગીત તમારે કરવું સાર;
નૃત્ય કરે નારી તમ તણી, વાવી વિણા તમ હાથે ઘણી. ૬૨૨
ચોમુખા દીપકની થાળ, તે કરમાં ધરશે ભૂપાળ;
સવા પો'ર એમ ધરવું ધ્યાન. પછી થશે માતા તૃપમાન. ૬૨૩
અમૃત દ્રષ્ટી કરશે નિરવાણ, તેથી રહે કુશળ કલ્યાણ;
વળી તમને કહું એક વિચાર, આપણ રહેવું ત્યાં જણ ચાર. ૬૨૪

તમે વિલાસી હુંને રાય. વાડી બા'ર આવીશું ત્યાંય;
આદરતા જો એવું નથી, મહા દુઃખ ઊપને સર્વથી. ૬૨૫

### દોહરો.

પ્રથમ વાર કીજે તમે, પરણ્યા નવ હો નાર;
તોતો આવો નવ ઘટે, કરવો નૃત્ય પ્રકાર. ૬૨૬

### ચોપાઈ.

દેવી આગળ ધરવું ધ્યાન, ઘટે તેમાં શાનું માન;
કાજનો[1] જોગ ઉત્તમ છે સાર, સુકલપક્ષ આઠમ રવિવાર. ૬૨૭
મંત્રીનીતો વાતજ સુણી, વિનેચટને ચીંતા થઇ ઘણી;
હમણાં જો કહું હું નાય, તો પુરપાતન મારૂ જાય. ૬૨૮
કર્યું એટલું સૌ ઉડે વાટ, વગોવાવું વળી ઘાટોઘાટ;
માટે હમણાં કેહેવી હાય, પછી થનાર હોય તે થાય. ૬૨૯
પ્રધાન કહે કેમ બોલ્યા નહી, વિનેચટ કહે કરવું સહી;
વિનેચટ કહે છે હાય. પણ મનમાં ઘણું પરતાય. ૬૩૦

### દોહરા.

પ્રધાન બોલી રહ્યો. વિનેચટ પ્રત્યે તેહ;
ત્યાર પછી રાજા વદે. અંતર આણી નેહ. ૬૩૧
બેઠા અર્ધ આશન વિષે. એમ બોલ્યા રાજન;
કહુંછું તેતો સાંભળો, વિનેચટ એક વચન. ૬૩૨
અમકુળ એવી રીત છે, કહી તમને સાક્ષાત;
વિનેચટ પ્રધાને જે કહી, હૃદય ધરો એ વાત. ૬૩૩
તે માટે તમને કહું, સાંભળજો મુજ વાણ;
માતાની ભકિત કરો, થાશે તમ કલ્યાણ. ૬૩૪
વે'લા થઇ તમે આવજો, કરવા ઉત્તમ કાજ;
સાંજ સમે વાડી વિષે, દેવી સ્થાનક આજ. ૬૩૫
વિનેચટ વળતું બોલીયો, સાંભળજો તમે રાય;
હરખ વાધે મુજને ઘણો, ઉલટ અધિકો થાય. ૬૩૬
કહી તમે છે જેટલિ, તે સર્વે સુણી વાણ;
ભકિત્ત માતાની થકી, હોય મુજ કલ્યાણ. ૬૩૭
એ'વું કહીને ઉઠીયો, વિનેચટ નિરધાર;
રાય ઉઠયો સભા થકી, આવ્યો ઘર મોઝાર. ૬૩૮

---

૧ કામનો.

મન વિમાશણ થઇ ઘણું, કરવો શો પ્રપંચ;
લજ્યા પ્રથમ તો સાચવો, કરી રૂડેરો સંચ. ૬૩૯

**ચોપાઈ.**

એ વાત એટલેથી રહી. વિલાસી ઘેર કરે શું તહીં;
વિદ્યાવિલાસી પીરસી કરી. માળ ચઢી ત્રીજે મન ધરી. ૬૪૦
મનમાં ભ્રાંતા થાએ ઘણી, કળા કળાએ નહીં એ તણી;
એણે પત્ર વાંચ્યો છે સાર. વાત કારમી એ નિરધાર. ૬૪૧
એ મુરખ હું જાણું સહી. એ વાતમાં સંદે' નહીં;
રાજા માન દે છે અતિ ઘણું. આશ્ચર્ય લાગે મને એ તણું. ૬૪૨
મુખેથી જે બોલી બોલ, એતો કામની લાગ્યો સોળ,
ભોજન કરતા આવ્યા રાય, વાત એતો નવ વેઠાય. ૬૪૩
એણે પણ શું જાણ્યું સાર, મનથી શું જાણ્યો વિચાર;
એ મુરખને શું આવડે. કીર્તી કરતો હશે ધનવડે. ૬૪૪
ધને જે કરાએ તે થાય. ગર્થ હોય તો માને રાય;
કો પંડીતને પુછી વળી, લાગ્યો ઓળ આમા સાંભળી, ૬૪૫
એનો શો કરૂ વિચાર. ભ્રાંતામાં બેઠી નિરધાર;
એતો રહી એટલેથી વાત, વિનેચંટ વિચારે બહુ ભાત. ૬૪૬
વિનેચટ વિચારજ કરે. ચિતમાં ચિંતા ઝાઝી ધરે;
પો'ર દીવસ રહ્યો તે ખરો, વિનેચટને મન ખરખરો. ૬૪૭
ચિંતા મનમાં સબળી થઇ, ધાવે મુખ દીઠું છે તહીં;
વિનેચટને પુછે વાત, કહો સ્વામી મુજને વિખ્યાત. ૬૪૮
વિનેચટે કહ્યું વૃતાંત, કામ એતો મહા કૃતાંત;
કપરૂ કામ આવી એક પડયું, ધાવ કહે તે નહીરે' અડયુ. ૬૪૯
મુને મંત્રીએ કહ્યુછે આજ, ઢુકડે લગન આવ્યુ મહારાજ;
કુળ દેવીનું કીજે કામ, નગર બા'ર ચંડીનો ઠામ. ૬૫૦
સવા પોહોર ત્યાં કરવું નૃત્ય, વિલાસી નવ માને સત્ય;
વિણાવા'વી મારે હાથ, રેહેવુ બંનેને સંઘાત. ૬૫૧
રાય કહેછે એહવી વાણ, હા કહીને આવ્યો નીરવાણ;
ઘરનીતો આગતછે સહી, મુખતો મારૂં જુએ નહી. ૬૫૨

**દોહરો.**

સાચુ વચન તુજને કહું, તજુ હવે મુજ પ્રાણ;
ધાવ બોલી ભાવશું, કરૂ હું એને જાણ. ૬૫૩

**ચોપાઈ.**

એ વાત હું પૂછું જઇ, સમજાવીશ હું એને કંઇ;

વિનેચટ કહે પુછો પાવ. સારાની મારો આદાવ. ૬૫૪
એમ કહીને ચાલી ત્યાંય, વિલાસી બેઠી છે જ્યાંય;
વાત કે'તાં બઈ આવે લાજ, વિલાસી કહે શું છે કાજ. ૬૫૫

## દોહરો.

શું કહું બાઈ તુજને, વાતતણી તે પેર;
હમણા રાજ સભાથકી, વિનેચટ આવ્યા ઘેર. ૬૫૬

## ચોપાઈ.

મરવા ઉપર કીધું મન, આપ્યું મેં તેને વચન;
રાજ્યદ્વાર નીપન્યું જેટલું. કહ્યું મુજ આગળ તેટલું. ૬૫૭
તમને હું કરૂં પ્રકાશ, એક હાણ ને બીજું હાશ;
હૈડે હરખી બોલ્યો રાજ, ફરમાવ્યુ એણે એક કાજ. ૬૫૮
પુત્રી હું પરણાવું તાહરે. ગોત્રાચાર કરો જાહરે;
ગામ બા'ર વાડી મોઝાર, ચંડીનું દેવળ છે સાર. ૬૫૯
કઠણ એક સાંપ્યુછે કૃત્ય. તમારે ત્યાં કરવુ નૃત્ય;
વિનેચટ કર વિણા વા'ય. સવા પોહોરનું ધ્યાનજ થાય. ૬૬૦
વિલાસીને મન વાણી વશી,. ઝાઝુ ખડખડી તેતો હશી;
એવું ક્યાંથી મારૂ ભાગ્ય. તો તો તુજને લાગુ પાગ્ય. ૬૬૧
એ મુરખ શુ વીણા વાય, એમાં ક્યાંથી એ વિધાય;
સાત સ્વરને ત્રણછે ગ્રામ, છત્રીશ રાગણી કેરાં ઠામ. ૬૬૨
ચતુર શિરોમણ બુધનિધાન, ભાણ્યો ગણ્યો હોય વિદ્વાન;
એવા ગુણવાળો વીણા વાય, એવું હોયતો લાગુ પાય. ૬૬૩
સંગે શું હું કરૂં તાહરે, ફજેત મુજને કરે જાહરે;
તોલ સર્વની આગળ જાય, નૃત્ય ભંગ વીણાથી થાય. ૬૬૪
પ્રથમ જઈ પૂછો એહ, પરિક્ષા મુજને આપે તેહ;
હેઠળ વીણા વાયે તર્ત, ઉપર હું કરૂંછું નૃત. ૬૬૫
વિલાસીએ કહ્યૂં જેટલું, વિનેચટને સાંપ્યું તેટલુ;
વિનેચટ કહે એમાં શીવાર, હા કહે ઉપર જઈ નિરધાર. ૬૬૬
એક બે ત્રણને ચોતાલ, એ જ્ઞાનનો સઘળો ખ્યાલ;
પ્રથમ પોહોર કેહેવાય લલીત, પછી અવીજાસને અભીત. ૬૬૭
ચીર ઘડી ચઢતાં ભેરવી થાય. સવા પોહોરે બીલાવર ગાય;
આશાવરી છે એ'ની સંગ, પછી મધ્યાને સારંગ. ૬૬૮
ગોડી સાંજ સમે તે હોય, સ્યામ કલ્યાણ પછી તે સોય;
સવા પોહોરે તે અભી કલ્યાણ, મધ રાતે કાનુડો પ્રમાણ. ૬૬૯

રાગ સ્વરવિના ગાએ જેહ, અસુરવતતો જાણવો તેહ;
નૃત્ય રીત સંપુરણ હોય, કરી શકે નવ એવો કોય. ૬૭૦
તાંડવ નૃત્ય શીવજીની પાસ, બીજુ ઈંદ્ર કેરે નિવાસ;
તેથી નરતું સંગીત ગાન, ગાંધર્વ જન કરે તે તાન. ૬૭૧
તાન શેન સરીખા જે થાય, પુરણ રાગ તે ઘરનાં ગાય;
વણ સમજે ગાયન નવ થાય, અજાણ્યા ગોથાં બહુ ખાય. ૬૭૨

## દોહરા.

લખી પત્ર એહ પાઠવ્યો, વિલાસી કેરી પાસ;
વિનતા વાંચ્યું મન કરી, પામી મન ઉલ્લાસ. ૬૭૩

## ચોપાઈ.

આ જોતાં વિદ્યા પુરણ, બોતેર કળા બત્રીશ લક્ષણ;
ભણ્યા વિના એ કયાંથી લએ, મૂરખ એ આવું શુ ભએ. ૬૭૪
સરસ્વતિનો સંપુરણ વાસ, આજ આવ્યો મૂજને વિશ્વાસ;
કંઈક મન થયું તેણી વાર, આપી વિણા ધાવને કર સાર. ૬૭૫
એને આપ તું વેગે કરી, પ્રગટ પારખું જોઈએ ફરી;
વિણા લઈને ધાવજ ગઈ, વિનેચટને આપી તહી. ૬૭૬
વીણા આપી તેને હાથ, કહ્યું હવે વગાડો નાથ;
વીણા ગ્રહી પોતાને હાથ, વજાડવા નૃત્યની સાથ. ૬૭૭

## દોહરા.

વીણા વજાડી વિનેચટે, ઉપર અબળા કરે નૃત્ય;
તાળ સ્વરને રાગણી, મળીયું વિણામાં સત્ય. ૬૭૮
મોહ પામી તે માનની, શુધ બુધ ભૂલી કાય;
વાગે ચરણે ગુગરા, સુરભેર નાચે અબળાય. ૬૭૯
ભેદ કરે ઘણો ભામની, વિનેચટ ચૂકવા માટ;
સકળ પ્રકારે સોધતાં, નવ ભૂલ્યો એ ઘાટ. ૬૮૦

## ચોપાઈ.

સકળ ગુણ દીઠો ભંડાર, નારીનો ઉતર્યો અહંકાર;
જાણું એ મૂરખ છે સહી, એવો ગમાર જુગ મધ્યે નહી. ૬૮૧
ધાવનેતો પાગે નમી, તારી વાતતો મૂજને ગમી;
પ્રગટ પારખું લીધું આજ, હવે કહો તે કરૂં હું કાજ. ૬૮૨
એમ કહીને રાખ્યું નૃત્ય, ધાવ લાજ ભાગે કેમ તર્ત;
વર્ષ આઠની સામટી તેહ. કાલે બોલાવું આણી નેહ. ૬૮૩
નૃત્ય કરી આવું જ્યાહરે, બોલાવું હુંતો તાહરે;

તે માટે સાંભળ મુજ વાત, આગુબોલી આવું સંઘાત. ૬૮૪
આવ્યા પછી કરૂ કંઇ વાત, બોલાવું કહી મારો નાથ;
હવે તજ્યો એને કેમ જાય, પળ એક વર્ષ સો થાય. ૬૮૫
એવું કહી હેઠે ઉતરી, સજે શણગાર બહુ પ્રીતે કરી;
વાળ મોતીએ પરોવ્યા સાર, વળી શોભે સજ્યા શણગાર. ૬૮૬

દોહરા.

પછી પુરપતિએ કહાવીયું, વિનેચટ કેરે ધામ;
વિલાસી સહ આવજો, વાડી કેરે ઠામ, ૬૮૭
સુખ આસન ત્યાં મોકલ્યું, સુંદીર રત્ન જડાવ;
વિલાસી બેઠી વેગે કરી, મનમાં આણી ભાવ. ૬૮૮

ચોપાઈ.

સુખ આસન બેઠી જ્યાહરે, વિનેચટ અશ્વે ચડયો ત્યાહરે;
ધાવને સોંપ્યું ભોવન, ચાલ્યાં તે જ્યાં છે રાજન. ૬૮૯
સાથે મંત્રી સેવક સાથ, રહ્યા બા'ર સૌ જાતો જાત;
વાડીમાં દેવળ છે જ્યાંહ, રાય મંત્રી બેઠા છે ત્યાંય ૬૯૦
જાજમને ગાલીચા સાર, શોભા તકીઆની અપાર;
વિનેચટતો અશ્વ ચઢી, આવ્યો તે ઠામે તે ઘડી. ૬૯૧
આવ્યા મધ્ય વાડી મોઝાર, કીધો ચંડીને નમસ્કાર;
હરખે રાયે દીધું માન, તેથી ઝાઝુ દે પ્રધાન. ૬૯૨
ખાન પાન સુંદર મુખવાસ, નૃત્ય માંડયું આણી ઉલાસ;
વિલાસીને મન હરખ ન માય, વિનેચટ વિણા સુંદીર વાય. ૬૯૩

દોહરો.

ચંડીના મુખ આગળે, વિલાસી કરતી નૃત્ય;
સંગીત તેવું વાગતું, ચૂકે નહીં કંઇ ગત્ય. ૬૯૪

ચોપાઈ.

ચોમૂખ દીપક કેરો થાળ, તે કરમાં ઝાલી ભૂપાળ;
વિનેચટ વિલાસીને રાય, ચોથો વિબુધ મંત્રી કે'વાય. ૬૯૫
નૃત્ય નિહાળી રીઝયો ભૂપ, જાણે રંભા સરખુ રૂપ;
પૃથ્વિ ઉપર પગ નવ ધરે, અંગ મોડીને કકડા કરે. ૬૯૬
આંતેર કળાથી કરતી નૃત્ય, ગઇ રાજા કેરી ત્યાં ગત્ય;
મોહ્યા મણીધર મોહ્યો ચંદ્ર, મોહ્યા ગાંધર્વ મોહ્યો ઇંદ્ર. ૬૯૭
થાય જેવો વિણાનો નાદ, તેવો પડે નારીનો પાદ;
રાગ છત્રીસે તેમાં ભળે, ચંદ મૃદંગ સુર આવી મળે. ૬૯૮

ઢોલ નરઘા ઘુઘરને ચંગ, ઉતારે વિણામાં રંગ;
નૃત્ય દેખી વિલાસી તણું. સર્વે મોહ પામ્યાછે ઘણું. ૬૯૯
અંતરીક્ષ આવી ઉભાસાર, સકળ દેવ મોહ્યા તે વાર;
દેવ કહે કારણ શું આય, મનુશ લોકમાં તાંડવ થાય. ૭૦૦
વિનેચટ વિણા વાયે સાર, તેવી નાચે વિલાસી નાર,
હરખ પામ્યા હેમરથ ઘણું, કહે પ્રધાન કારણ એ તણું. ૭૦૧
મારે મન ઉપન્યું જે કાર, તેવું તો નિપન્યું આ વાર;
પુત્રી જોઇ થયો રળીઆત, જમાઇની શી કહેવી વાત. ૭૦૨

દોહરો.

એ પ્રમાણે વિલાસીએ, નૃત્ય કીધું જ્યાં સાર;
વિણા વાયે તેથી ઘણી, વિનેચટ ત્યાં નિરધાર. ૭૦૩

ચોપાઇ.

સવા પોહોર એ પેરે ગયો, પછી નાચ ત્યાં પુરો થયો;
વિલાસીતો નાચી રહી, વેળા તવ જવાની થઇ. ૭૦૪
રાજા નવ બોલી શકે વાણ, દીગ મુઢ થયો નિરવાણ;
પ્રધાન સ્તબ્ધ થઇને રહ્યો, ચિત્ત વતતે ત્યાં થઇ ગયો. ૭૦૫
વિનેચટે વિણા વઇ સાર, તેથિ મોહ્યા સૌ અપરંપાર;
ચેતન આવ્યું પછીથી જ્યાહરે, હેમરથ બોલ્યો ત્યાહરે. ૭૦૬
કહો પ્રધાન આશુ કહેવાય, ભુમીમાં આવું નવ ગાય;
પંચાણુ વર્ષ થયાં સર્વથી, નૃત્ય આવું તો દીઠું નથી. ૭૦૭
ગાન કળા જોતામાં ઘણી, શોભા જાણે ઇંદ્રાસન તણી;
ધન ધન બેઉનો અવતાર, ઢાંક્યાં રત્ન દીસે ભંડાર. ૭૦૮
પ્રણીપત કરીને લાગ્યો પાય, આજ્ઞા માગીને ઘેર જાય;
વિશુધ મંત્રી રાજાની સાથ, ગયા ભુવન થયા રળીઆત. ૭૦૯
આવી રાજા ભુવનમાં જાણ, વિશુધ પ્રત્યે બોલ્યો વાણ;
ભલી મત્ય ચલાવી તમે, જેથી નિરખી નારી અમે. ૭૧૦
રૂપ પ્રમાણે ગુણ વિવેક, જોડ પૃથ્વીમાં એવી એક;
ગુણ રૂપનો મેળાપડો, તેતો મારી દષ્ટે પડ્યો. ૭૧૧

દોહરા.

પ્રધાન કહે રાયને, જેમ માન્યું તમ મન;
વિશુધ ત્યાંથી ચાલીયો, થઇ પોતે પ્રસન. ૭૧૨
વિચ્યારે દિલ વિષે, વિલાસી નારી ત્યાંય;
કેમ બોલાવું હાલહું, ઉપજે લાજ મનમાંય. ૭૧૩

ગુણ જોઇને ગરક થઇ, સુધ બુધ આપે ખોઇ;
નીચેથી ઉંચું ભાળે નહીં, મનમાં અદકું મો'ઇ. ૭૧૪

ચોપાઈ.

વિદ્યાવિલાસી કરે વિચાર, પિયુ બોલાવું શે પ્રકાર;
ડાબા પગનું ઝાંઝર જેહ, નૃત્ય કરતાં મુકયુ એહ. ૭૧૫
બોલાવું એ મસે કરી, સ્વામી ઝાંઝર હું વિસરી;
એવું વિચારી મૂકયુ સહી, સુખ આસનમાં બેઠી તહી. ૭૧૬
આવો મન વિચારજ કરી, ચાલી નિજ મંદીર સુંદરી;
વિનેચટ થયો છે અસ્વાર, સાથે આવ્યો મંદીર સાર. ૭૧૭
હરખ બેઉને સબળો મન, એમ કરતાં આવ્યા સદન;
સુખ આસનથિ ઉતરિ કામનિ. ગઇ પૂરી અરધી જામની. ૭૧૮
સુખ આસન લઇ સેવક ગયા, સૌ સૌને મારગે વહ્યા;
કામની કંઠે ઘાલ્યો હાથ, ચતુર શિરોમણી મારા નાથ. ૭૧૯
હીરા આગળ જેવો કાચ, તમ વિણ આગળ મુજ નાચ;
સમુદ્ર આગળ જેવો કૂપ, તેલ આગળતો જેવું તૂપ. ૭૨૦
બ્રાહ્મણ આગળ ભાટજ જેમ, હું તમ આગળ શોભું તેમ;
વિવેક તનમાં અપરમપાર, વારી જાઉ હુ વારમવાર. ૭૨૧
પ્રધાન પુત્રનું થાજો ભલું, મન ગમતું જે મૂજને મળ્યું;
એવું કહી આપે તંબોળ, કુમકુમ તિલક કર્યું કપોલ. ૭૨૨
રૂદયાશું ભીડી તે વાર, તમો મારા હૈયાના હાર;
ચુંબન કરી ચતુરા કહે એમ, કામ એક છે પણ કહું કેમ. ૭૨૩
વિનેચટ કહે વિનતા આચરો, રખે મન ધરો ખરખરો;
પ્રથમ તમારૂં કરીશું કામ, પછી વિશ્રામ લૈશુ આ ઠામ, ૭૨૪

દોહરા.

વિદ્યા વિલાસી વળતુ વદે, સાંભળીએ મહારાજ;
નૃત્ય કર્યું ત્યાં માહરૂ, ઝાંઝર પડીયું આજ. ૭૨૫
નેપુર તારા ચર્ણનું, લાવું હુ નિરધાર;
કામ કરૂં હુ કામની, ક્ષણું ન લાગે વાર. ૭૨૬
સ્વામી મા'રા નવ જશો, ઘણી ગઇ છે રાત;
દરવાજા દીધા હશે, ખોળવજો પ્રભાત. ૭૨૭
તમને હુ કેમ મોકલું, આ વેળા મહારાય;
નેપુર મારા ચર્ણનું, જાય તો છો જાય. ૭૨૮
એમ કહીને કર ગ્રહ્યો, નાંખી કંઠે હાથ;

જાવા નહી દઉ નાથજી, એમ કહિ ભિડિ બાથ. ૭૨૯
વિનેચટ એમ વદે, સાંભળ ચતુર સુજાણ;
નેપુર લાવ્યા વીના, નવ પડે ચૈન નિરવાણ. ૭૩૦
નેપુર તારા ચર્ણનું, આણી આપું આજ;
વળતી તમે કહો તે કરૂં, નિશ્ચે હુતો કાજ. ૭૩૧
કેમ જાશો પિઉ એકલા, ઘણી ગઇ છે રાત;
મન માને નહીં માહરૂં, કોહોતો આવું સાથ. ૭૩૨
દરવાજા દીધા હશે, ઘોર અંધારી રાત;
ઘણા દીનના અબોલડા, માટે કરવી વાત. ૭૩૩

## ચોપાઈ.

વિનતા નહી લાગે કંઇ વાર, જોતામાં આવ્યો નિરધાર;
એવું કહીને વિનેચટ જાય, હોનારૂં અળગું નવ થાય. ૭૩૪
નારી હુ જાવાનો તહીં, એક પલકમાં આવું અહીં;
નેપુર તારૂં લાવું સહી, ચિતમાં ચિંતા ધરશો નહી. ૭૩૫

## દોહરો.

એવુ કહીને સંચર્યા, નેપુર લેવા કાજ;
શ્યામા કે' વે'લા આવજો, શિઘ્ર થઇ મા'રાજ. ૭૩૬

## ચોપાઈ.

વિનેચટ ત્યાંથી નિસર્યો, વાડી મધ્યે જઇને ઠર્યો;
આવ્યો ચપળ વેગે તહી, નૃત્ય કર્યું ત્યાં આગળ સહી. ૭૩૭
ખોળ કરીછે ત્યાં જેટલે, પડયું નેપૂર દીઠુ તેટલે;
નેપુર લીધું નારી તણું, મનમાં હરખ્યો પોત્તે ઘણું. ૭૩૮
નેપુર લઇ આવ્યો જે વાર, ભીડયાં દીઠાં બંને દ્વાર;
વિનેચટ વિમાસે મનમાંય, હવે કરવો કોણ ઉપાય. ૭૩૯
બાહાર હવે જો બાસો રહુ, તો તો ઘેર દુઃખ પામે સહુ;
આ વેળા ઉઘડાવું દ્વાર, તો ઓળખે સૌ આ વાર. ૭૪૦
આવડી રાતે કયાંથી ફર્યો, વિનેચટ શાને સંચર્યો;
શેવક જન સૌ કયાં ગયા, પોતે કેમ જાતે આવીયા. ૭૪૧
હાસ્ય કરે મા'રૂ સૌ સાર, નવ ઉઘડાવું માટે દ્વાર,
બીજો કાંઇ કરૂ પ્રપંચ, રસુ નગર જાવાનો સંચ. ૭૪૨
મન વિચાર કરે જેટલે, ઘણું દુઃખ પામ્યો તેટલે;
જો રહું હું આણે ઠામ, મહિલા આગળ જાએ મામ. ૭૪૩
ધાર્યું કામ જે કરે તર્ત, વચન જાયે તેથી રૂડુ મર્ત;

વાયદો વિલાસીને કીધો આજ, હમણાં જાણતો રહેશે લાજ. ૭૪૪
વર્શ આઠના અબોલા જેહ, તુટયા તેહ થયોછે નેહ;
તે જોતામાં ભાગી જશે, કામનો કોદીન મેણું મારશે. ૭૪૫
હવે શો કરવો પ્રકાર, જાવું પુરમાં તો નિરધાર;
ચાલવું બુદ્ધિ માહરી આજ, જેથી સધરે મા'રૂ કાજ. ૭૪૬
આ ઘરનાળે જાવાનો ક્રમ, સરશે એથી મારૂં કામ;
બાંધ્યાછે પત્થર ચોપાસ, એક ગજ પોહોળુ પ્રકાશ. ૭૪૭
ગજ ચાર લાંબુ પ્રમાણ, તેમાથી જાવૂં નિરવાણ;
તેમાં પેસવા તતપર થાય, કછવાળીને પોતે જાય. ૭૪૮
ચાંપી બાંધી માથે પાઘ, પેઠો તેમાં જોઇને લાગ;
ચોર પગલાં ધરેછે જેમ, વિનેચટ ચાલ્યોછે તેમ. ૭૪૯

## દોહરા.

અર્ધ ગરનાળે આવીયો, તે થાનક મણીધર સાપ;
કંઇક કાળથી કરે, રખવાળુ ત્યાં આપ. ૭૫૦
વિનેચટને દેખીને, મનમાં આવી રીસ;
આજ સુધીમાં કોઇપણ, આવ્યું નહી આ દીસ. ૭૫૧
એણુ વાટ પાડી અહીં, કોઇ દિન મા'રૂ મૃત્ય;
તે નાગ મહા ક્રોધમાં, સામો આવ્યો સત્ય. ૭૫૨

## ચોપાઈ.

ફેણ માંડીને ઉભો રહ્યો, લગભગ વિનેચટ આવીયો;
ભુજંગ દેખી પાછો ધસ્યો, સાપ જઇ અંગુઠે ડસ્યો. ૭૫૩
મારી ડંશ ને પાછો ફર્યો, વિનેચટ ત્યાંથી નિસર્યો;
ચઢી લેહેર ચગડોળે ચઢયો, ઘરનાળાને મોઢે પડયો. ૭૫૪
નહી શરીરે શુદ્ધકે શાન, બ્રહ્માંડે જઇ પો'ચ્યા પ્રાણ;
ઉંચાં નેત્ર ચડયાં છે નકી, કંઠે બાઝી છે કાચકી. ૭૫૫
વિનેચટ તવ ધરણી ઢળ્યો, રામ શબ્દ મુખથી નિકળ્યો;
ઝેહેરની લેહેર વાપીછે તહી, શબવત થઇ પડયો છે સહી. ૭૫૬

## દોહરા.

રાખનાર શ્રી રામજી, તે માર્યો કેમ જાય;
પાસે એક મેહેલછે, વસે ત્યાંય ગુણકાય. ૭૫૭
મણીમંજરી નામ એહનું, પાળે શુદ્ધ આચાર;
જ્ઞાન વિંધા સુંદર સહી, અસત્ય નહી ઉચ્ચાર. ૭૫૮

## ચોપાઇ.

નગર બાહાર ગુણકાછે જેહ, મણીમંજરી કહીએ તેહ;
પાસે દ્રવ્ય તેને છે બહુ, વૈભવ દીસેછે ત્યાં સહુ. ૭૫૯
સો શેવક દાશી પચાસ, કરે શેવ રહે એ'ની પાસ;
વિનેચટ પડયો જ્યાહરે, શબ્દ સુણ્યો તેણે ત્યાહરે. ૭૬૦
રામ નામ કીધો ઉચ્ચાર, ગુણકાએ સુણ્યો તે વાર;
વળી સુણ્યો તેણે ધબકાર, પડયો કોઇ પુરૂષ તે ઠાર. ૭૬૧
એવું જાણી ઉઠી સહી. શેવક એક બોલાવ્યો તહી;
મણી મંજરી હેઠી ઉતરી. દીપક કેરી જોતજ કરી. ૭૬૨
શેવક પાસે ઉઘડાવ્યાં દ્વાર, રાત દીસેછે ઘોર અંધાર;
વેગે વિનતા ચાલી સહી. આવી વિનેચટ પાસે તહી. ૭૬૩
વિનેચટને જ્યારે નિરખીયો, જીવ મણી મંજરીનો હરખીયો:
હવે મા'રૂં સધયું કામ, વિનેચટ રાખુ મુજ ધામ. ૭૬૪
આવે કયાંથી એ આદીશ, ચડયું વિશધર કેરૂ વિષ;
સર્પ ડંશ દીઠોછે ચર્ણ, રૂધીર તણો ચાલી છે ઝર્ણ. ૭૬૫
મોહોરો વળગાડયો ડંખજ જયાંય, બીજો મુકયો મૂખની માંય;
જેવું પાણી મોહોરાનું ગળ્યું, વિષ તે વાન્તીથી નીકળ્યું. ૭૬૬
વિનેચટ થયો સચેત, બોલી ગુણકા આણી હેત;
ઘણો ગુણ તમોએ કર્યો, જેથી મુજ દેહ કુશળ રહ્યો. ૭૬૭
ગુણકા બોલી નામી શીશ, કયમ આવ્યા રાતે આદીશ;
આપો આપ આવ્યા મહારાજ, અવધડ એવુંછે શું કાંજ. ૭૬૮
વિનેચટ ત્યાં બોલ્યો વાણ, સાંભળ ચતુરા ચતુરસુજાણ;
નેપુર નારીનુ લેવા કારણે, નિસર્યો આ સમે બારણે. ૭૬૯
વિલાસી પરણે દીન બહુ થયા, આઠ વર્શ અબોલા રહ્યા;
હતી આંટી તે ભાગી આજ, તવ થયું વિઘ્ન કેરૂ કાજ. ૭૭૦
ગુણ તને ઇશ આપોયો, જીવ મા'રો તો ઉગારીયો;
વધામણી કંઈ માગો તમો, પછી મંદીર પધારૂ અમો. ૭૭૧
સ્વામી વાત કહું નિરધાર, જો વચન આપો આ ઠાર;
આપ્યુ વચન વિનેચટે તહી, જે માગો તે આપુ' સહી. ૭૭૨

## દોહરો.

મણી મંજરો તે સમે, બોલી મુખે વાણ;
જો તમો મુજને વરો, તો થાએ કલ્યાણ. ૭૭૩

ચોપાઈ.

તમને વચન કહુછું આજ, મૂજ મંદીર રેવુ મારાજ;
અરૂ પરતો જાવું નહી, એ વચન હું માગું સહી. ૭૭૪
લક્ષ વસ્યા રાજી છું હુંય, હમણાં જાવા દેની તુય;
ઉત્તમ દીવસે કરીશુ કામ, ગુણકા કે'રે આજ આ ઠામ. ૭૭૫
જે સમેનો ઝાલ્યો હાથ, તે સમે થયાછો નાથ;
બીજી જો કંઇ બોલો વાણ, તે વાતે તમને છે હાણ. ૭૭૬
વિનેચટે મનમાં આદર્યુ, ગુણકા કહે તેતો ખરૂ;
વચને બાંધ્યો વિનેચટ રાય, બોલ પોતાનો કેમ લોપાય. ૭૭૭
વિનેચટ કહે તું કે'તે કરૂં, દે આજ્ઞાતો મૂસ્તક ધરૂં;
જયારે આપો આગ્ના સાર, ત્યારે હુતો જઉ નિરધાર. ૭૭૮
મણી મંજરી બોલી વાત, સત્ય વચન એતો મુજ નાથ;
ચાલો જઇએ આપણ ઘેર, વિહાર કરીએ રૂડીપેર. ૭૭૯
સ્ત્રિ ભરતારનો થાશે જોગ, રતિ સુખનો ભોગવીશું ભોગ;
વચન સુણીને ચાલ્યો તહીં, ગુણકા કેરે મંદીર સહી. ૭૮૦

દોહરા.

પાંચમે માળે પ્રેમદા, તેડી ગઇ તતકાળ;
તે સ્થાનક બહુ શોભતું, દીસે ઝાકઝમાળ. ૭૮૧
દીન દીન દીપક માલીકા, સુર્યવત પ્રગટે જોત્ય;
બેઠક બાવન ભાતની, ઇદ્રકાર ઉદ્યોત. ૭૮૨

ચોપાઈ.

એથી ઊપમા બીજી કથી, સુર્ય શશિ[1] રહ્યા જેમ વચી;
ચિત્રનું બેહદ છે કામ, ભૂખ તરશ ખોવાનો ઠામ. ૭૮૩
ફુવારા છુટે ચોપાસ, બેહૂંકે બહુ અતર બરાસ;
ત્યાં સેજ ગુણકાની જેહ, સવા લાખની જોતાં એહ. ૭૮૪
ખાન પાન મેવા તંબોળ, કરે ક્રીડા ઉપજે કલ્લોલ;
સુખીયા દીન કા'ડે સર્વથી, દુઃખને નજરે જોતી નથી. ૭૮૫

દોહરા.

કામરૂ દેશની કામની, આવી છે આ ઠાર;
મંત્ર તંત્ર ને મોહની, જાણે તે અપાર.
ગાન તાનને ચપળતા, સંપુરણ સઘળી વાત;
વર્ષ વીસ ભર જોબના, ઉતમ કુળને ભાત. ૭૮૬

---

1 ચંદ્ર.

મણી મંજરી મુખ ઓચરી, સુણો સ્વામી જન;
ક્રીડા મુજ સાથે કરો, કહું છું સત્ય વચન.

### ચોપાઈ.

વિનેચટતો વળતુ વદે, સાંભળો કરણે ધરજો રૂદે;
જાતે તું તો છું ગુણુકાય, તું સંગે ક્રીડા કેમ થાય. ૭૮૮
મણી મંજરી બોલી વાણુ, સાંભળ વિનેચટ ચતુરસુજાણુ;
મારે એક તમો ભરથાર, બીજા સાથે નહી વે'વાર. ૭૮૯
પુરૂષ જન્મથી દીઠો નથી, યદ્યપી[1] શુદ્ધ રહી સર્વથી;
અસત્ય વદે તેના બે બાપ, પ્રલય કાળ તણું શીર પાપ. ૭૯૦
મુજશું કરો ભોગ વિલાસ, હું જેથી પામું ઉલાસ;
આપ્યો કોલ બોલો નહી ફરી, વિનેચટે વિમાસણુ કરી. ૭૯૧
વિનેચટ કહે રાખું વિશ્વાસ, ખાન પાન પછી વિલાસ;
જ્યારે પાછલી રહી જામની, મણીમંજરી ઉઠી ભામની. ૭૯૨
વિચારી બુદ્ધિ મન પ્રકાશ, રાય લોકનો શો વિશ્વાસ;
પુત્ર પિતાને જોતાં સહી, કરે ઘાત તે ચુકે નહી. ૭૯૩
એ ભાઇ રચે એક ઠાઠ, નિદ્રામાં ઘડે મુજ ઘાટ;
માટે એક કરૂ હું કાર, મંત્રી બાંધુ સુતર તાર. ૭૯૪
સાધી વિદ્યા કામાક્ષરી, સાઠ ગાંઠનો દોરો કરી;
વિનેચટ પગે બાંધ્યો જેટલે, પોપટ તર્ત થયો તેટલે. ૭૯૫
સમજે મનમાં સઘળી ગત્ય, શું કરે ચાલે નહી મત્ય;
મંત્ર તણું ઝાઝું છે જોર, ઉતર્યો વિનેચટનો તોર. ૭૯૬

### દોહરા.

પંદર હજારનું પાંજરૂં, હીરા રત્ન જડાવ;
તેમાં ઘાલ્યો પોપટો, આણી અદકો ભાવ. ૭૯૭
રાત દીવસ સેવા કરે, વિચારે બહુ પેર;
પ્રાણુ પ્યારો આપીયો, ઇશે કરીને મે'ર. ૭૯૮

### ચોપાઈ.

રાતે ભોગવે મન ધરી, રાખે દીવસે પોપટ કરી;
મંત્ર બળે દોરો કર્યો જેહ, બાંધે જમણા પાગે તેહ. ૭૯૯
તે દોરે તો પોપટ થાય, રાખે કનક પાંજરા માંય;
રાતે પુરૂષ કરે તે નાર, ભોગ વિલાસ કરે અપાર. ૮૦૦

---

૧ હજુ સુધી.

ત્રીવસે બાંધે દોરો વળી, મગો મંજરીની પોચી રળી;
પાંચમે માળ સૈયા છે સાર, તેની શોભા અપરંપાર. ૮૦૧
તે ઉપર તો તેણે ધર્યું, વિનેચટ કેરૂં પાંજરૂં;
પરભાતે પુરે તે વિર, પિંજર માહે કરીને ફિર. ૮૦૨

દોહરો.

પાંજરે વિનેચટ પડયો, ગુણકા કેરે ઘેર;
એ વાત એટલેથી રહી, વિલાસીની કહું પેર. ૮૦૩

ચોપાઈ.

રાત કાહાડી રામાએ તેમ, બપૈયો મેહ તલસે છે જેમ;
પરભાતે ઉગ્યો જવ ભાણ, તારૂણીનો તલસે પ્રાણ. ૮૦૪
જાએ ઘરમાં આવે બાહાર, અરે દૈવ કેમ લાગી વાર;
રાતે વિનેચટનો વાયદો, પ્રભાતે તેનો કાયદો. ૮૦૫
તુજ આગલ કહુ સાચી ગતી, એહ વિના કેમ જીવું રતી;
એનો સ્નેહ સાલે છે બહુ, લાગે એ વિણ સુનું સહુ. ૮૦૬
બળ્યું ઘરને બળી સૌ રીત, બળ્યું જોબનને બળી સૌ પ્રીત;
બળી બુદ્ધિ બળ્યું મુજ રૂપ, જો મળે નહી વિનેચટ ભૂપ. ૮૦૭
તોડયો નથી પતિનો નેમ, માટે મુજને વાધે પ્રેમ;
અતી કઠણ તે એણે કર્યું, માટે મુજથિ ન જાયે રહ્યું. ૮૦૮

દોહરા.

ભણના ગણના ચાતુરી, તીનુ બાતાં સેહેલ;
કામ દહન મન વશ કરણ, ગગન ચઢન મુશ્કેલ. ૮૦૯
ધાવ મુખે વદે, કહું છું સત્ય વચન;
ધીર રાખો હૈયા વિષે, સ્થિર કરીને મન. ૮૧૦
કહ્યું હતું મેં અતી ઘણું, માન્યું નહિ તે ઠામ;
બાંધે પાળ નિર વહી ગયે, શે આવે તે કામ. ૮૧૧
ધાવ તણી વાણી સુણી, વિલાસી બોલી બોલ;
આજ થકી સર્વે તજ્યું, તનથી કરીને તોલ. ૮૧૨
માસ ખટ જોઉં વાટડી, ના આવે પ્રાણાધાર;
દેહને હોમૂં અગ્નીમાં, સાંભળજે આ વાર. ૮૧૩
શ્વેત વસ્ત્ર અંગે ધરી, બેઠી વિલાસી નાર;
શણગાર સોળે તજ્યા, ધરે શોક મન મોઝાર. ૮૧૪
સેજ નહી શણગાર નહી, કાજળ ને નહી હાર;
નહી તંબોળ નહી સોગટાં, નહી તેલ ફુળ સાર. ૮૧૫

આસન અવની ઉપરે, કરમાં ઝાલી માળ;
અવર કાંઇ નહી બોલવું, જપે ભજન ગોપાળ. ૮૧૬
નિદ્રા તજી છે નારીએ, અહરનિશ નામતે પ્રમાણ;
જળે વછોઇ જેમ માંછલી, તેમ તલપે છે પ્રાણ. ૮૧૭
જુએ વાટ વિનેચટ તણી, રાજાને પ્રધાન;
શું છે હજુ આવ્યા નહી, આથમીયો છે ભાણ. ૮૧૮
કેહેવું નવ ઘટે આપણે, ઊત્તમને નીચુ કામ;
તેથી શરમ આવી હશે, ગયા નાશી નિજ ધામ. ૮૧૯
પ્રધાને શેવક મોકલ્યા, વિનેચટને ઘેર;
ધાવે વાત માંડી કહી, બની હતી જે પેર. ૮૨૦
કાલ રાતના ગયા વળી, નથી આવ્યા મહારાજ;
વાટ જોઇ ખટ માસની, દેહ કરવો પછી તાજ. ૮૨૧
શેવક ત્યાંથી સંચર્યા, આવ્યા રાજ દ્વાર;
રાજાને માંડી કહ્યા, સર્વે તે સમાચાર. ૮૨૨
સપ તે તો સાંભળી, ધરે ચિત ચિંતા અપાર;
ગયા વિનેચટ ગુણ નિધી, શો કરવો વિચાર. ૮૨૩
દિલગીર થયા દિલમાં ઘણું, સુણતાં તે રાય;
નહી ઘેર નહી અહીં, એતો શું કેહેવાય. ૮૨૪
એ વિના આસન બેસું નહી, નહી નૃત્ય કે ગાન;
નહી મંડપ નહીં વાડીએ, નહીં દેવાં કોઇને માન. ૮૨૫
વિબુધને રાજા કહે, એતે શો ઉતપાત;
વિનેચટ રીસાવીયા, ન આવ્યા તે માટ. ૮૨૬
આપણે વચન એવું કહ્યું, નચાવ્યા મા'રાજ;
માટે એ અહીથી ગયા, સાચું માનો આજ. ૮૨૭
આવું મેં જાણ્યું નહી, દુભાશે નર એહ;
તે માટે તજીને ગયા, આપણને દેઇ છેહ. ૮૨૮
એમ કહીને ઉઠીયા, સભા તજી તે વાર;
આહા !! દેવ એશું કર્યું, આવ્યા જ્યાં હતી નાર. ૮૨૯
નારીને વાતજ કહી ઢળી ધર્ણિ તે વાર;
એવો જમાઇ ક્યાંથી મળે, રહે આપણે દ્વાર. ૮૩૦
ઉલટ ઊરમાં અતિઘણી, મળી સરખી જોડ;
કંઇ તમે દુભ્યા હશે, કરમે આવી ખોડ. ૮૩૧
સુતાં નિદ્રા આવે નહી, ન ભોજન ભાવે રાય;

રાજ સભામાં આવે નહી, નવ ચુકવે ન્યાય. ૮૩૨
ચતુરાઈ શુ કહુ એહની. હુતા ઉત્તમ જાત;
ઓ મારા વિનેચટજી, ગયા તમે શા માટ. ૮૩૩
ચાલ્યા શેવક સામટા, ચાલી વાત કાનોકાન;
નથી ભાળ વિનેચટ તણી, સુણતાં ખોયું ભાન. ૮૩૪
રાયે દંડેરો ફેરવ્યો. વળી નગર મોઝાર;
શોધ લાવે વિનેચટની, આપું તેજી તોખાર. ૮૩૫
નિત પડો એમ ફેરવે. કોઇના લાવે ભાળ;
તનમાં દુઃખ લાગે ઘણું, ચડે રાયને કાળ. ૮૩૬
વિબુધ પ્રધાન પ્રત્યે કહે, સાંભળજો એક કાજ;
ખટમાસે આવે નહીં, તો દેહ કરૂં આ તાજ. ૮૩૭
લીલાવતીએ વિનેચટ તણી, સુણી ત્યાં વારતાય;
હાંહાં કહી ધરણી ઢળી, મુરછાંગત તે થાય. ૮૩૮
દાશીએ વાયુ નાખીયો, બેઠી કરી છે ત્યાંય;
વાત કરે દીલ દુઃખ ધરે, વિચારે મનમાંય. ૮૩૯
હુ મનમાં હરખી ઘણી. પોહોચી મારી આશ;
આહા !! દૈવ એ શું કર્યું, છેક કરી નિરાશ. ૮૪૦
શણગાર તજ્યો કુંવરીએ, તજી નિદ્રાને હાર;
વસ્ત્રાભુષણ સર્વે તજ્યાં, તજીયું કાજળ સાર. ૮૪૧
આત્મારામ મારો સહી, આત્માનો આધાર;
તન અર્પણ કર્યું તેહને, મુજ હૈડા કેરો હાર. ૮૪૨
સુણો માત તમને કહું, મારે મરવું આજ;
એવું કહી મરવા કરે, જીવ આવે શે કાજ. ૮૪૩
વિનતા ઘણું એમ વલવલે, ટળવળે વિયોગે તેમ;
તલએ તારૂણી તન થકી, જળ વિના પોરો જેમ. ૮૪૫
ચંદ્ર જેવી કાંતી હતી, ગૌરૂ જેનું ગાત્ર;
જીભ ઘાલી છે દાંતમાં, જેથી થાયે ઘાત. ૮૪૬
હેમ પિતા એમ ઓચરે, લીલાવતીની સાથં;
વાટ જોવી ખટ માસની, પછી કરજો ઘાત. ૮૪૭
હમણાં ઘાત કેમ કીજીએ, અબળા બુદ્ધજ હોય;
પુરૂષ તો ફરતો હશે, મન માને ત્યાં સોય. ૮૪૮
આજ નહીં તો કાલે સહી, વળી આવશે પર્મ;
આવશે નિશ્ચે એ સહી, ઇશ્વર રાખશે ધર્મ. ૮૪૯

